પૂજ્યશ્રી ગુલાબ-વીર-ગ્રન્થમાળા: રત્ન ૩૫મુ.

# જૈન શિક્ષણ પાઠમાળા

પ્રયોજકો

આગમવિશારદ પૂજ્ય આચાર્ય મહારાજશ્રી

શ્રી ગુલાબચંદ્રજી સ્વામી

કવિવર્ય મહારાજશ્રી વીરજીસ્વામી

સંપાદકો

શાન્તમૂર્તિ મહારાજશ્રી

શ્રી રૂપચંદ્રજી સ્વામી તથા મુનિરાજ શ્રી

નવલચંદ્રજી સ્વામી

સ્થાનકવાસી જૈન લીંબડી સંપ્રદાય

વિ સં ૨૦૧૫] આવૃત્તિ પાંચમી [ઇ સ ૧૯૫૯


પ્રકાશક

શા ગાગજી કુંવરજી

શા વીસનજી કુંવરજી

સમાઘોઘા (કચ્છ)

મૂલ્ય બોતેર નયા પૈસા

પ્રાપ્તિસ્થાન
પૂજ્યશ્રી ગુલાબવીર પુસ્તક ભંડાર
થાનગઢ (સૌરાષ્ટ્ર)

આ લોકપ્રિય અને બાળવિદ્યાર્થીઓને અભ્યાસ માટે સુંદર પુસ્તકની અત્યાર સુધીમાં પ્રગટ થયેલ પાંચ આવૃત્તિઓ

| આવૃત્તિ | પ્રત | વિ. સં | વીર સં |
| --- | --- | --- | --- |
| ૧લી | ૧૦૦૦ | ૧૯૭૨ | ૨૪૪૨ |
| ૨જી | ૫૦૦ | ૧૯૭૩ | ૨૪૪૩ |
| ૩જી | ૫૦૦ | ૧૯૭૪ | ૨૪૪૪ |
| ૪થી | ૧૦૦૦ | ૧૯૭૮ | ૨૪૪૮ |
| ૫મી | ૧૧૫૦ | ૨૦૧૫ | ૨૪૮૫ |

શા તમૂર્તિ આત્મનિષ્ઠ મહારાજશ્રી રૂપચંદ્રજીસ્વામી તથા મુનિરાજશ્રી નવલચંદ્રજી મહારાજશ્રીના સદુપદેશથી તેમજ પ્રેરણાથી દેવકા બાઇના વર્ષીતપની મંગળકારી તપશ્ચર્યાના સ્મરણાર્થે જિજ્ઞાસુ જ્ઞાનાભ્યાસીને સાદર ભેટ

મુદ્રક
બાબુલાલ મગનલાલ મહેતા
સવિતા પ્રિંટીંગ પ્રેસ-ભાવનગર

# સમર્પણ

હે મા ! તારા અમારા ઉપર ઘણા જ ઉપકારો એવા છે જેમાંથી એકેનો બદલો અમે આપી શકીએ એમ નથી પરંતુ ફૂલ નહીં તો ફૂલની પાંખડી એ મુજબ તમારા “વર્ષીતપ” જેવા મહાતપના પૂર્ણાહુતિની પ્રસંગે આ પુસ્તક અર્પણ કરીએ છીએ અને સાથે તમારી શુભાશિષો મળતી રહે અને તમે દીર્ઘાયુ થાઓ એવી ઈશ્વર પાસે પ્રાર્થના

લિ

તમારા જ પુત્રો

ગાંગજી કુવરજી વોરા

વીશનજી કુવરજી વોરા



# ગ. સ્વ. શ્રી દેવકાંબાઇનો

## જીવન-પરિચય

સં. ૧૯૬૪ના શ્રાવણ વદ ૧૧ના રોજ કચ્છ ગામ શ્રી ભુજપુરના શા ડુંગરશી વાગજી લાલવાની ધર્મપત્ની પ્રેમ માઇની કૂખે એમનો જન્મ થયેલો. તે જમાના અનુસાર એમણે કેળવણી લીધેલી. સં. ૧૯૭૮ના માગસર માસમાં ચૌદ વર્ષની વયે તેઓશ્રી ગામશ્રી સમાઘોગાના શા આશુ દેવજી વોરાના સુપુત્ર કુંવરજી સાથે લગ્નગ્રંથીથી જોડાયા. ગૃહકારભારની કુશળતાને લીધે તેમનો સંસાર-રથ સારો ચાલ્યો. તેમને બે પુત્રો અને બે પુત્રીઓ મળી ચાર સંતાનો થયા.

સં. ૧૯૯૦માં ૨૬ વર્ષની વયે એમને વૈધવ્ય પ્રાપ્ત થયું. યુવાવસ્થામાં આવી પડેલું મહાન સંકટ સમતાભાવે સહન કર્યું. પુત્ર-પુત્રીઓને સારા સંસ્કાર અને સારી કેળવણી આપી પોતે ધર્મપરાયણ જીવન જીવવા લાગ્યા. સાધુ-સાધ્વીઓના જેમ જેમ સંસર્ગમાં આવવા લાગ્યા તેમ તેમ તેમની ધર્મપ્રવૃત્તિ વધવા લાગી.

સં. ૨૦૧૩માં એમને પક્ષઘાતનો હુમલો થયો. આ દર્દ હોવા છતાં તેઓએ પોતાના આત્મબળથી સં. ૨૦૧૪ના વૈશાખ મહીનામાં 'વર્ષીતપ' જેવી મહાન તપસ્યા શરૂ કરી અને સં. ૨૦૧૫ના વૈશાખ મહિનામાં પૂર્ણ કરી. હજી પણ તેઓ ધર્મકાર્યો કરવા દીર્ઘાયુ થાય.



## ગ સ્વ શ્રી દેવકાંબાઇનો

## જીવન—પરિચય

સ ૧૯૬૪ના શ્રાવણ વદ ૧૧ના રોજ કચ્છ ગામ શ્રી ભુજપુરના શા ડુંગરશી વાગજી સાવલાની ધર્મપત્ની પ્રેમાબાઇની કૂખે એમનો જન્મ થયેલો તે જમાના અનુસાર એમણે કેળવણી લીધેલી સ ૧૯૭૮ના માગસર માસમાં ચૌદ વર્ષની વયે તેઓશ્રી ગામશ્રી સમાઘોગાના શા આસુ દેવજી વોરાના સુપુત્ર કુંવરજી સાથે લગ્નગ્રંથીથી જોડાયા ગૃહકારભારની કુશળતાને લીધે તેમનો સંસાર-રથ સારો ચાલ્યો તેમને બે પુત્રો અને બે પુત્રીઓ મળી ચાર સંતાનો થયા

સ ૧૯૯૦મા ૨૬ વર્ષની વયે એમને વૈધવ્ય પ્રાપ્ત થયું યુવાવસ્થામાં આવી પડેલું મહાન સંકટ સમતાભાવે સહન કર્યું પુત્ર પુત્રીઓને સારા સંસ્કાર અને સારી કેળવણી આપી પોતે ધર્મ પરાયણ જીવન જીવવા લાગ્યા સાધુ-સાધ્વીઓના જેમ જેમ સંસર્ગમાં આવવા લાગ્યા તેમ તેમ તેમની ધર્મપ્રવૃત્તિ વધવા લાગી

સ ૨૦૧૩મા એમને પક્ષઘાતનો હુમલો થયો આ દર્દ હોવા છતાં તેઓએ પોતાના આત્મબળથી સ ૨૦૧૪ના વૈશાખ મહીનામાં 'વર્ષીતપ' જેવા મહાન તપસ્યા શરૂ કરી અને સ ૨૦૧૫ના વૈશાખ મહિનામાં પૂર્ણ કરી. હજી પણ તેઓ ધર્મકાર્યો કરવા દીર્ઘાયુષી થાય



## પાચમી આવૃત્તિ પ્રસંગે

# પ્રસ્તાવના

સાત્વિક ભોજન ખાવાથી તાત્કાલિક બળ-પ્રાપ્તિ થતી નથી, અન્નનો રસ થાય, રસમાંથી રૂધિર પ્રગટે રૂધિરમાંથી માંસ-મેદ-અસ્થિ-મજ્જા અને છેવટે શુક્ર-વીર્ય પ્રગટે ત્યારે સાત્વિક બળનો અનુભવ થાય એ જ રીતે ધાર્મિક પુસ્તક વાંચ્યું એટલે જ માણસ સદાચરણી બની જતો નથી તેને માટે આવા પુસ્તકોનું વારંવાર વાચન પરિશીલન હોવું જોઈએ, અને તેને પરિણામે જ તેના હૃદયમાં ધાર્મિક-બીજ ઉદ્ભવે છે

પોતાના આવાસમાં ધન દાટેલું હોય, છતાં તેના જ્ઞાનના અભાવે પ્રાણી પોતાને ધનહીન માને તેમ આપણા આત્મામાં અનંત શક્તિ ભરેલી છે પણ આવા પ્રકારના પુસ્તકોના વાંચનના અભાવે માનવી પોતાને અજ્ઞાની સમજે છે તેવા પ્રાણીઓના જ્ઞાન-વિકાસાર્થે આવા પુસ્તકો દીવાદાંડીની ગરજ સારે છે આત્મા જો જાગૃત બને તો આત્મા સો પરમાત્મા બની શકે છે અને તેને બળવાન સરકારી સાચરણી બનવા માટે આવા પુસ્તકો ભોમિયા જેવા નીવડે છે

યોદ્ધો ગમે તેવો પરાક્રમી હોય પણ તેને જો લાકડાની બુઠ્ઠી તલવાર આપી રણમેદાનમાં મોકલવામાં આવે તો તેનું પરિણામ શું આવે ? તેવી જ રીતે આપણા બાળકોને આવા પુસ્તકો દ્વારા ધાર્મિક જ્ઞાન ન આપીએ તો તેના પાસેથી ધર્માચરણી કે સદાચરણી થવાની આશા શી રીતે રાખી શકીએ ?

-જીવન-સુધારણા માટે શાસ્ત્રકારોએ અનેક માર્ગો પ્રબોધ્યા છે તેમાં મુખ્ય જ્ઞાન, વિનય વિવેક, મર્યાદિત ત્યાગ માર્ગ અને સદાચરણ છે જૈન શિક્ષણ પાઠમાળાના અઠ્ઠાવીસ પાઠ દ્વારા માનવી સદાચરણી અને નૈતિક કેવી રીતે બની શકે તેનો નિર્દેશ કરવામાં આવ્યો

છે અને શ્રી જિનાદિ સ્તુતિમ ગ્રહ દ્વારા પ્રભુભક્તિ ગુણ સકીર્તન, પ્રભુસ્તુતિ વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે

આ પુસ્તકની પાચમી આવૃત્તિ પ્રકાશિત કરવામાં આવે છે એ જ તેની જનપ્રિયતાની નિશાની છે, હિંદી ભાષામા પણ આ પુસ્તકનો અનુવાદ પ્રસિદ્ધ કરવામા આવ્યો છે અમો ઇચ્છીએ છીએ કે આવા પુસ્તકોનો વિશાલ પ્રમાણમા પ્રચાર થાય જેથી નવયુવાન પ્રજામા ધાર્મિક અંકુરાઓ વિકસે

આ મારા કાર્યમા મુનિરાજશ્રી કેવળચદ્રજી મુનિશ્રીએ સપાદન વિગેરેમા સારો સહકાર આપેલ છે, જે ન ભુલાય તેવી હકીકત છે

કચ્છ-બીદડાવાળા સ્વ શા વીરજી મુરજી ગોગરીના શ્રેયાર્થે તેમના સુપુત્રો શ્રી તનકશીભાઈ, શ્રી કલ્યાણજીભાઇ, શ્રી જેઠાલાલભાઇ તથા શ્રી ધનજીભાઇએ આ પુસ્તકની ૫૦૦) નકલો કચ્છ-સમાઘોઘાવાળા શ્રી ગાગજી કુવરજી તથા શ્રી ચીમનજી કુવરજીએ તેમના માતુશ્રી દેવકાબાઇએ વર્ષીતપ જેવી ઉગ્ર તપશ્ચર્યા કરી તેના સ્મરણ તરીકે ૪૦૦) નકલો અને લીંબડીવાળા શા રસીકલાલ ત્રબકલાલે તેમના સ્વ પિતાશ્રી નેમચદભાઇ કસ્તુરચદના શ્રેયાર્થે ૨૫૦) અગાઉ નકલો પ્રકાશિત કરાવી જ્ઞાનપ્રચારનો અને જ્ઞાનદાનનો અમૂલો લહાવો લીધો છે

અતમાં, એટલુ જ જણાવવુ પર્યાપ્ત ગણાશે કે–આ પુસ્તકના વાચન-મનન અને પરિશીલન દ્વારા વાચક બધુઓ શ્રાવકના માર્ગાનુસારીપણાના ગુણોથી વિભૂષિત બને અને સમ્યગ્ રત્નત્રયીના આરાધનમા ઉજવળ બની મોક્ષમાર્ગના મુસાફર બને. ૐ શાન્તિ

કચ્છ-ગુદાલા
સ ૨૦૧૫
ભાદરવા શુદ ૨

લિ૦
મુનિ રૂપચદ્રજી
મુનિ નવલચદ્રજી



# પ્રકાશકનું નિવેદન

અમારા પૂજ્ય માતુશ્રી દેવકાંબાઈના વર્ષીતપના પારણાની ખુશાલીમાં આ પુસ્તક પ્રકાશિત કરવા અમારી ભાવના થઇ છે વળી આ પુસ્તકની ઉપયોગિતા સબંધે અમારી ચાર આવૃત્તિઓ પ્રકાશિત થએલ છે તેમજ હિન્દી ભાષામાં પણ તેનું ભાષાંતર પ્રસિદ્ધ થઇ ચૂક્યું છે અને કેટલીક જૈન શાળાઓમાં તેનો નિયમિત અભ્યાસ પણ કરાવવામાં આવે છે આ પુસ્તકની માહિતી અંગે પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના વાંચવાથી ખ્યાલમાં આવશે

શાંતમૂર્તિ મોટા મહારાજશ્રી રૂપચંદજી સ્વામી, મુનિરાજ નવલચંદજી સ્વામી તથા મુનિરાજ કેશવચંદજી સ્વામીએ આ પુસ્તકની ચોથી આવૃત્તિના આધારે પાંચમી આવૃત્તિનું સંશોધન કરેલ છે વિશેષમાં મહારાજ શ્રી નવલચંદજી સ્વામીએ સંગ્રહિત કરી જિનાદિ સ્તુતિસંગ્રહ પણ આ પુસ્તકની સાથે પ્રકાશિત કરેલ છે

ભાવનગરનિવાસી શાહ બાલુભાઇ રૂગનાથભાઇએ પ્રુફ તેમજ પુસ્તક છપાવવા માટે સઘળી વ્યવસ્થા કરી આપેલ છે તે માટે તેઓ પણ ધન્યવાદને પાત્ર છે

આ અત્યંત ઉપયોગી પુસ્તકની પાંચમી આવૃત્તિની ચારસો નકલો અમારા પૂજ્ય માતુશ્રી દેવકાંબાઈની તપશ્ચર્યાના સ્મરણાર્થે પ્રસિદ્ધ કરેલ છે અને જિજ્ઞાસુઓ અને વિદ્યાર્થીઓને ભેટ આપવાનું યોગ્ય માન્યું છે આશા છે કે વિદ્યાર્થીઓ તેનો સદુપયોગ કરશે, અને જૈનશાળાના અધ્યાપકો જૈનશાળાના નિત્યના અભ્યાસક્રમમાં એને સ્થાન આપશે

આ પુસ્તક તૈયાર કરવામાં જે જે મુનિરાજો વિદ્વાનો તથા સ્વધર્મી બંધુઓએ શ્રમ લીધો છે તે બદલ તેઓશ્રીના આભારી છીએ

જ્ઞાનપિપાસુઓ અવશ્ય આનું પઠનપાઠન કરી સ્વપર આત્માનું શ્રેય કરે. એજ ભાવના.

લિ

| | |
|---|---|
| હેમરાજ લાલજી એન્ડ કુ. | ગાંગજી કુંવરજી વોરા |
| જનરલ મર્ચંટ એન્ડ કમીશન એજન્ટ | વીશનજી કુંવરજી વોરા |
| ૧૪ ઇસ્ટ માસી સ્ટ્રીટ મદુરાઇ | કચ્છ-ચુમાગોગા |

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

ધર્મની પ્રવૃત્તિ બે રીતે થાય છે, દેખવાથી અને જાણવાથી પરપરાથી ચાલી આવતી ક્રિયા જોઈને જે પ્રવૃત્તિ થાય છે તેમા વખતે ન્યૂનતા રહી જાય છે, કેમકે ચાલી આવતી પરપરા વખતે શુદ્ધ હોય છે અને વખતે અશુદ્ધ થઈ ગયેલ હોય છે કૂવાનું પાણી બગડેલુ હોય તો હવાડામાં પણ તે બગડેલુ જ પાણી આવે છે તેથી કેટલીક વાર દેખાદેખીની પ્રવૃત્તિમાં ઘણી અશુદ્ધિ થઈ જાય છે બગડેલુ પાણી પીનારને જેટલુ નુકસાન કરે છે તેટલુ જ નુકસાન અશુદ્ધ ક્રિયા આત્માને પહોચાડે છે આથી બચવાનો ઉપાય જ્ઞાન અને જ્ઞાનના પુસ્તકો છે

ચાલુ સમયમાં મ્હોટી ઉમરના માણસો કે જે હમેશ ઉપાશ્રયમાં આવે છે સામાયિક આદિ ક્રિયાઓ કરે છે તેમની પણ ધાર્મિક પ્રવૃત્તિ પદ્ધતિપૂર્વકની જણાતી નથી, તો પછી વિદ્યાર્થીઓ કે જેઓ વ્યવહારિક અભ્યાસના બોજાથી એટલા દબાએલા હોય છે કે ધાર્મિક સ્થાનમાં આવવાનો પણ તેમને વખત મળતો નથી તેવા વિદ્યાર્થીઓમા શુદ્ધ પ્રવૃત્તિનુ જ્ઞાન ક્યાંથી હોય ?

એકાદ એવુ પુસ્તક હોય કે જેથી વિદ્યાર્થીઓ અને મ્હોટા માણસો કેવી રીતે દરેક ક્રિયા શુદ્ધ રીતે કરવી તે જાણી શકે તો તેથી બગડેલી ક્રિયા-પરપરા કઇક સુધરે એવા એક હાના પુસ્તકની મોટી અગત્ય મને જણાઇ દરમ્યાન લીબડી સપ્રદાયના વિદ્વાન પૂજ્ય મહારાજ શ્રી ગુલાબચદજી સ્વામીની મોકલેલી એક ચોપડી કે જે જામનગરનિવાસી શા આણદજી તારાચદભાઇએ જૈનશાળાના વિદ્યાર્થીઓના ઉપયોગ સારૂ કેટલાક વરસ પહેલા છપાવી બહાર પાડી છે તે મારા જોવામાં આવી આ ચોપડી શિક્ષણરૂપે ઠીક છે પણ તેમાં કોઈક સુધારાવધારાની મને જરૂરીઆત જણાઇ, તેથી આ

ચોમાસામા અત્રે બિરાજતા પૂ. પ. મુનિમહારાજ શ્રી સુબાભયદ્રજી સ્વામી તથા મહારાજ શ્રી વીરજસ્વામીને સુધારોવધારો કરવાની મે વિનંતિ કરી. મહારાજશ્રીએ મારી વિનંતિ મંજૂર રાખી તે ચોપડી વધારે ઉપયોગી થાય, વિદ્યાર્થીઓ તેમજ મ્હોટાઓને બોધદાયક બને તેવી શૈલીથી સાદી ભાષામાં ક્રમપૂર્વક યોજી તૈયાર કરી દેવાની મારા ઉપર કૃપા કરી, તેથી તેમનો અત્યંત આભાર માનુ છુ

આ ચોપડીમા જુદા જુદા પાઠો યોજવામા આવ્યા છે તેમા એકેક વિષયની જુદી જુદી કલમો બાંધેલી છે મુખ્યત્વે નીતિ, વ્યવહાર, સદાચાર અને ધાર્મિક ક્રિયા એ ચાર વિષયોનો સમાવેશ કર્યો છે એકેક વિષયને નિબંધરૂપે કે ભાષણરૂપે ચચવામા આવે તો પુસ્તકનુ કદ વધી જાય અને વાંચનારને કદાચ કંટાળો આવી જાય એટલા માટે ટૂંકામા આદેશરૂપે શિક્ષાવાક્યો યોજવામા આવ્યા છે

આ લઘુ પુસ્તક વિદ્યાર્થી તેમજ મ્હોટા માણસો દરેકને પહેલેથી છેડે સુધી વાચવાની હુ ખાસ ભલામણ કરુ છુ, એટલુંજ નહિ પણ તેમાની દરેક કલમનો પોતે અમલ કરવા અને પોતાના આશ્રિત જિજ્ઞાસુઓની પાસે અમલ કરાવવા હુ આગ્રહપૂર્વક વિનંતિ કરુ છુ જૈનશાળાના વિદ્યાર્થીઓને આ પુસ્તક અતિ ઉપયોગી થઇ પડશે એમ મારી માન્યતા છે કેમકે આથી ધર્મસ્થાનમા કેવી રીતે જવુ, ત્યા જઇને શુ કરવુ, વ્યાખ્યાન કેવી રીતે સાભળવુ, ગુરુનો વિનય કેમ કરવો, દેવ ગુરુ અને ધર્મની પિછાન કેમ કરવી વ્યવહાર કેમ શુદ્ધ કરવો વ્યાપારને અગે નીતિનુ પાલન કેવી રીતે કરવુ, સામાયક વગેરે દરેક ક્રિયા નિયમસર અને વિધિપૂર્વક કેવી રીતે કરવી દાન કેવી રીતે દેવુ અને શ્રાવકના ગુણો કેમ પ્રાપ્ત કરવા વગેરે વિષયોનુ બારીકાઇથી વર્ણન કરેલુ છે તેના શિક્ષણથી કુમળા મગજમા સારા સંસ્કારો પડે તો વિદ્યાર્થીનુ સમસ્ત જીવન સુધર્યા વિના રહે નહિ

મોતીશાના દેરાસરમા
મઝગાંવ મુબઇ

ખેમચંદ એન. સાવસાર

सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः ॥

# ભાગવતી દીક્ષા આદરવાના ઉમેદવાર ભાવિક ભાઈઓ તથા બેનોએ પાળવાના ૨૭ નિયમો

(૧) સચિત્ત (કાચું) પાણી પીવાય નહિ

(૨) સચિત વસ્તુ ખવાય નહિ

(૩) ઉઘાડે મુખે બોલાય નહિ ધર્મસ્થાનકમાં મુહપત્તિ મુખ પર બાંધીને રાખવી અને ધર્મસ્થાનક બહાર જવાનું થાય ત્યારે ઉત્તરાસંગ અગર હાથમાં રુમાલ રાખવો

(૪) ગાદલું, ઢોલીઓ, ખાટલો વપરાય નહિ

(૫) હીંડોલા ખાટ, ખુરશી, આરામખુરશીએ બેસાય નહિ

(૬) નાટક, સિનેમા, ભવાઇ, નટ બાજીગર વગેરેની કોઇ પણ જાતની રમતો રમાય નહિ અને તમાસો જોવાય નહિ

(૭) ચોપાટ, ગંજીપતો પાસા, વગેરેની કોઈ પણ રમત રમાય નહિ.

(૮) ચા, પાન, બીડી, છીંકણી, સોપારી વગેરે મુખવાસ કોઈ પણ જાતનું વ્યસન રખાય નહિ

(૯) કાચે પાણીએ નવાય નહિ

(૧૦) પોતાની જાતે કાચે પાણીએ કપડા ધોવાય નહિ

(૧૧) બુટ, ચંપલ સેંડલ વગેરે વિવિધ જાતના જોડા પહેરાય નહિ.

(૧૨) વાયલ, અવલગંડી, બોસકી જેવા બારીક અને મોહક વસ્ત્રો વપરાય નહિ

(૧૩) સાદા પોષાક સિવાય કડા, દાગીનાનો કે ઘડીયાળનો મોહ રખાય નહિ

(૧૪) અત્તર, સેંટ વગેરે સુગંધી પદાર્થો વપરાય નહિ

(૧૫) આરંભ સમારંભ કરાય નહિ તેમજ આગમના કારણ સિવાય સંસારી કામો કરાય નહિ

(૧૬) રાત્રિના ભાગમાં ચારે આહારનો ત્યાગ કરવો

(૧૭) સવાર સાંજ બે વખત પ્રતિક્રમણ કરવા સવાર, બપોરે સાંજ ત્રણે વખત એકેક સામાયિક આદરે તેમજ નવકાર મહામંત્ર જાપની એક માળા અવશ્ય ગણવી

(૧૮) આઠમ પાખીના ઉપવાસ અગર એકાસણા કરવા

(૧૯) બીજ, પાંચમ, અગીઆરસનાં પોરસી અથવા દ્રવ્ય ધારણા કરવી અને નવકારસી ચોવિહાર દરરોજ કરવા

(૨૦) સંસારી વાતો ઉપર તેમજ બહારની પ્રવૃત્તિમાં ધ્યાન ન આપતાં કાયમ જ્ઞાનાભ્યાસમાં રહેવું

(૨૧) કોઈના સામે ક્રોધ કષાય કરે નહિ, અને પ્રકૃતિ ઉપર સંયમ રાખે

(૨૨) જૂઠું બોલાય નહિ (૨૩) ચોરી કરાય નહિ

(૨૪) બ્રહ્મચર્યનું પાલન કરે અને કુચેષ્ટા કરાય નહિ

(૨૫) ગુરુ ગુરુણી વગેરે નાના મોટા સર્વની સાથે વિનયથી વર્તે તેમજ સવાર સાંજ ગુર્વાદિક સર્વ મુનિરાજોને વંદન કરે અને ગુરુની આજ્ઞામાં રહે

(૨૬) સહનશક્તિ કેળવવી અને જ્ઞાનાભ્યાસ નિયમિત ચાલુ રાખવો

(૨૭) હંમેશા નમ્ર, સરલ અને શાંત સ્વભાવમાં રહે અને ત્યાગ વૈરાગ્યમાં ઝીલે

—સંકલના કરનાર—

સ્થવિર પદવિભૂષિત તપસ્વી મહારાજશ્રી શામજીસ્વામી

---

# વિષયાનુક્રમ

## જૈન શિક્ષણ પાઠમાળા

---

## પૂરવણી

[પૃષ્ઠ ૧૨૬ પર જે યાદી આપેલ છે તેનુ અનુસંધાન]

| | | | | |
|---|---|---|---|---|
| (૮૨) સ્થાનકવાસી | જૈન | પુસ્તક ભંડાર | પીપેરા | સૌરાષ્ટ્ર |
| (૮૩) સ્થાનકવાસી | જૈન | ઉપાશ્રય | રંગપુર | " |
| (૮૪) સ્થાનકવાસી | જૈન | ઉપાશ્રય | બુડાળા | " |
| (૮૫) સ્થાનકવાસી | જૈન | ઉપાશ્રય | બાજરડા | " |
| (૮૬) સ્થાનકવાસી | જૈન | ઉપાશ્રય | દેવપરા | " |
| (૮૭) સ્થાનકવાસી | જૈન | ઉપાશ્રય | કમાલપર | " |
| (૮૮) " | " | " | ઓબાલા | " |
| (૮૯) " | " | " | ખભલાવ | " |
| (૯૦) " | " | " | ભલગામડા | " |
| (૯૧) " | " | " | મોટા ટીંબલા | " |

(૧૨૦) સ્વાનકવાહી છકોટી જૈન સઘ ઘાણીથર
(૧૨૧) સ્થાનકવાસી છકોટી જૈન સ્થાનક બાર્રગઢ (વીથરોઇ),
(૧૨૨) , ,, ,, ખીરઈ ,
(૧૨૩) ,, ,, ,, , સલારી ,,
(૧૨૪) ,, ,, ,, ,, નદાસર ,,
(૧૨૫) ,, ,, ,, , વણોઈ ,,
(૧૨૬) ,, ,, ,, ,, ભરૂડીયા ,
(૧૨૭) ,, , ,, ,, એગારપર ,,
(૧૨૮) , ,, ,, ,, કકરવા ,,
(૧૨૯) , ,, , ,, વામકા ,
(૧૩૦) ,, ,, ,, ,, શીવલખા ,,
(૧૩૧) ,, , , , ચીતરોડ ,
(૧૩૨) ,, , , ,, સીકરા ,,
(૧૩૩) સ્થાનકવાસી છકોટી જૈન સ્થાનક ખેડાઈ કચ્છ
(૧૩૪) , ,, , ,, ચડીયા ,
(૧૩૫) , ,, ભુવડ ,,
(૧૩૬) જૈન ધર્મ સ્થાનક કુદરોડી ,
(૧૩૭) જૈન ધમ છકોટી સ્થાનક ટોડા ,
(૧૩૮) , , ,, ,, મોટી ખાખર ,,
(૧૩ ) જૈન ધર્મ સ્થાનક નાની ખાખર ,,
(૧૪૦) જૈન ધર્મ છકોટી સ્થાનક ફરાદ્રી ,
(૧૪૧) ,, , ,, પુનડી ,,
(૧૪૨) જૈન ધર્મ સ્થાનક મજલ ,,
(૧૪૩) , , દરગડી ,
(૧૪૪) જૈન ધર્મ છકોરી સ્થાનક કોડાય
(૧૪૫) , , ,, દુર્ગાપુર ,

# શુદ્ધિ પત્રક
## જૈન શિક્ષણ પાઠમાળા

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧ | તિથિ | તીથિ |
| ૫ | ૩ | ઉજમણુ મા | ઉજવવામાં |
| ૬ | ૧૫ | ઘાસરેસ | ઘાસ–રેસ |
| ૧૮ | ૨૧ | મજન | મ જન |
| ૧૯ | ૬ | જુ | જુ |
| ૨૨ | ૨૨ | પ્રસારી | પશારી |
| ૨૩ | ૭ | ૦ | જગા |
| ૨૬ | ૨૧ | વિષ્ઠ | વિષ્ટા |
| ૨૯ | ૯ | (કટાસણુ) | (આશનીયુ) |
| ૨૯ | ૧૦ | વસ્ર | વસ્ત્ર |
| ૨૯ | ૨૩ | ઉચ્ચારી જવા | બોલી જવા |
| ૩૦ | ૩ | કઉસગ્ગ | કાઉસગ્ગ |
| ૩૨ | ૨૩ | સાવદ્યાક્રિયા | સાવદ્યક્રિયા |
| ૩૪ | ૨ | ચઉવિહારા | ચવવિહારો |
| | | ત્યાગનો ઉપવાસ | ઉપવાસ |
| ૩૮ | ૩ | સ્ફાટિક | સ્ટિક |
| ૩૮ | ૬ | ચોદશ | ચૌદશ |
| ૪૦ | ૨ | દનચર્યા | દિનચર્યા |
| ૪૩ | ૭ | વહેરાવવો | વહોરાવવો |
| ૪૩ | ૧૩ | વહેરાવવો | વહોરાવવો |
| ૫૪ | ૧૭ | સુનુષ્ય | મનુષ્ય |
| ૫૫ | ૩ | અધ પતિત | અધ પતન |

# શ્રી જિનાદિ સ્તુતિસંગ્રહ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૭ | ૧૨ | मङ्गलाष्टक | मङ्गलाष्टकम् |
| ૫૭ | ૧૬ | पाठका | पाठका |
| ૫૮ | ૮ | त्वाश्र्यं | त्वाश्र |
| ૫૮ | ૨૩ | स्व | स |
| ૫૮ | ૨૪ | बो | वो |
| ૫ | ૫ | यद्वते | यत्रति |
| ૬૦ | ૨ | જ્યૌ | જ્યુ |
| ૬૧ | ૧૨ | સાથ | આથ |
| ૬૨ | ૧ | ૬૪ | ૬૬ |
| ૬૨ | ૨૨ | પદ્મપ્રભુ | પદ્મપ્રભ |
| ૬ | ૧૬ | ચદ્રપ્રભુ | ચદ્રપ્રભ |
| ૬૩ | ૨૪ | ચદ્રપ્રભુ | ચદ્રપ્રભ |
| ૬૫ | ૨ | આપે | ઓપે |
| ૬૬ | ૧૭ | ખડ | ખટ |
| ૬૬ | ૨૦ | લોભ | લોગ |
| ૬૭ | ૬ | નવવિધ | નવનિધ |
| ૬૯ | ૨ | જિનચદ્ર | જિનચદ |
| ૬૯ | ૩ | ૯૮ | ૯૯ |
| ૭૧ | ૧ | વીરવચનથી | વીર(ચદ્ર)વચનથી |
| ૭ | ૧૨ | પચીશ | પચ્ચીશ |
| ૭૫ | ૧૮ | અખે | અખૈ |
| ૭૬ | ૭ | ભાવે | ભાવ |
| ૭૮ | ૨ | અવિકારી | અવિકારી |
| ૭૮ | ૫ | તારો | લારો |
| ૮૦ | ૩ | દીઠી | દીઠા |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૦ | ૫ | ઈત | ઈતી |
| ૮૧ | ૧ | આમિતા | સ્વામીના |
| ૮૧ | ૮ | અવી | મવી |
| ૮૫ | ૧૦ | મજૂર | મ જૂર |
| ૮૫ | ૧૪ | ક્યમ નમ | ધુમ |
| ૮૫ | ૧૯ | મનેતો | મનેતે |
| ૮૬ | ૯ | વખાણો | વખાણે |
| ૮૬ | ૧૦ | માણો | માણે |
| ૮૬ | ૧૪ | અમન | અચન |
| ૮૭ | ૧૫ | કૃપાળ | કૃપાળ |
| ૮૮ | ૯ | શર | શરપ |
| ૮૧ | ૯ | જેવો તેવો | જેવો તેવો તોય તાહરોરે |
| ૧૨ | ૧૪ | ૧ | ન૬ |
| ૯૨ | ૨૩ | વાલમની વાટ | મહાવીરની વાટ |
| ૯૩ | ૨૦ | દેય | દેશ |
| ૯૪ | ૬ | દુ ખ૰ દરે | દુ ખ૰ દરે |
| ૧૦૦ | ૩ | ૦ નવમા સુવિધિનાથને વ દુ મેરેમનવા | |
| ૧૦૦ | ૬ | ૦ દશમા શીતલનાથ દેવ<br>અગ્યારમા શ્રેયાસનાથને વ દુ મેરેમનવા<br>બારમા વાસુપૂજ્ય દેવ જપવાદે ૩ | |
| ૧૦૦ | ૧૧ | ૪ | ૫ |
| ૧૦૦ | ૧૬ | ૫ | ૬ |
| ૧૦૦ | ૨૦ | ૬ | ૭ |
| ૧૦૦ | ૨૪ | બયાં છે | ઝયાં છે |
| ૧૦૮ | ૩ | विघ्न | विघ्न |
| ૧૦૯ | ૨ | त | त |
| ૧૧૦ | ૧૩ | શણુધાર | શણુધાર |

# જૈન શિક્ષણ પાઠમાળા

## શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ

(રાગ માઢ—ગુણવતી ગુજરાત-એ લય)

જયવતા પ્રભુવીર, હમારા જયવતા પ્રભુવીર;
શાસનનાયક ધીર, હમારા જયવતા પ્રભુવીર એ ટેક

શાસ્ત્ર સરોવર સરસ આપનુ, તત્ત્વ રહે ભરપૂર,
તેમા ન્હાતા તરતા નિત્યે, શુદ્ધ થાય અમ ઉર હમારા ૧

સાત્ત્વિક ભાવે જેહ પ્રકાશ્યુ, વાસ્તવિક તત્ત્વ સ્વરૂપ,
આસ્તિક્યતામા રમિયે તેથી, આનદ થાય અનૂપ હમારા

આપ પ્રકાશિત જ્ઞાન બગીચે, ખીલ્યા છે બહુ ફૂલ
સુગધી વાયુ સરસ લ્હેરથી, અમે થઈએ મશગૂલ હમારા ૩

આપ વિશાલ વિચાર ભૂમિયે ઉછર્યા કપ અકુર,
સમભર તેના ફળ ચાખીને, રહેશુ આપ હજૂર હમારા ૪

નામ આપનું નિશદિન પ્યારુ, રમી રહ્યુ અમ ઉર,
તેની ખાતર પ્રાણ અર્પવા, અમે છીયે મજૂર હમારા ૫

માર્ગ બતાવવા અમ ઉપર જે, કર્યો મહાઉપકાર,
અર્પણ કરીએ સર્વ તથાપિ, થાય ન પ્રત્યુપકાર હમારા ૬

ચરણ આપના શરણ હમારે, જન્મ મરણ ભય દૂર
લોણી ચાતક રત્નચકો, તુમ દર્શન આતૂર હમારા ૭

# પાઠ ૧ લો

## નીતિબોધ

૧ જૂઠું કદી પણ બોલવું નહિ, બોલીને બદલવું નહિ
૨ ખોટા ખત-દસ્તાવેજ લખવા નહિ, બનાવટી-ખોટા કાગળ લખવા નહિ
૩ ખોટું નામું કે ખોટા હિસાબ કરી કોઈને છેતરવા નહિ
૪ કોઈની થાપણ ઓળવવી નહિ
૫ ખોટી સાક્ષી પૂરવી નહિ, તેમ ખોટા સોગંદ ખાવા નહિ
૬ કોઈને કુબુદ્ધિ કે ખોટી સલાહ આપવી નહિ
૭ વ્યાપારમાં કોઈને ઓછું દેવું નહિ, તેમ અધિક લેવું નહિ
૮ વ્યાપારમાં એક વસ્તુ બતાવી બીજી આપવી નહિ
૯ તોલ-માપમાં ફેરફાર રાખવો નહિ, અર્થાત્ સરકાર કે કમીટીએ મુકરર કરેલા તોલ-માપમાં ન્યૂનાધિકતા ન રાખવી
૧૦ વ્યાપારના સારા માલમાં હલકા માલની ભેળસેળ કરવી નહિ
૧૧ વેચવાની વસ્તુઓમાં ધૂળ, ભુસ્સો, રેતી, ચરબી, પાવડર વગેરે ચીજો મેળવવી નહિ
૧૨ ચોરી કરવી નહિ, તેમ ચોરીનો માલ ખરીદવો નહિ
૧૩ ચોર, કલાલ, કસાઈ, વેશ્યા, દારૂડીયા વગેરે હિંસક

અને દુષ્ટ માણસોની સાથે લેતીદેતીનો વ્યવહાર કરવો નહિ

૧૪ લોકનિંદ્ય ધંધો કરવો નહિ, તેમ તેવા ધંધાની દલાલી પણ કરવી નહિ

૧૫ વિશ્વાસઘાત કે ઠગાઈ કરવી નહિ તેમજ તેવો ધંધો પણ કરવો નહિ

૧૬ કોઈનો પણ પૈસો વ્યાજે લઈ દાનત બગાડવી નહિ તેમ ધર્માદા કરેલું દ્રવ્ય ઘરમાં વાપરવું નહિ અને વગર વ્યાજે રાખવું નહિ

૧૭ દાણચોરી વગેરે રાજ્યવિરુદ્ધ વ્યાપાર કરવો નહિ

૧૮ કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, બાળલગ્ન કરવા-કરાવવા નહિ તેમજ તેવી સલાહ પણ કોઈને આપવી નહિ

---

## પાઠ ૭ મો

---

### સદાચાર

૧ ખરાબ માણસની સોબત કરવી નહિ, પણ સારા માણસો નો સહવાસ રાખવો

૨ કોઈને દુઃખ દેવું નહિ, પણ દુઃખી માણસને બનતી મદદ કરી તેનું દુઃખ દૂર કરવું

૩ સલાહ લેવા આવનારને સાચા દિલથી સાચી સલાહ આપવી

૪ સ્વધર્મી ભાઈઓની સેવાભક્તિ કરવી, રસ્તામા કે ઘેર જ્યા સ્વધર્મી મળે ત્યા 'જય જિનેન્દ્ર' કહી સત્કાર કરવો

૫ કોઈ પણ વખતે ન્યાયનો પક્ષ લેવો, પણ અન્યાયના પક્ષમા ભળવુ નહિ પચાયતમાં ભળવુ પડે તો અન્યાય ન કરવો

૬ અપકાર કરનારનો પણ ઉપકાર કરવો

૭ કોઈ પણ કામની શરૂઆત કરતા નવકાર મત્રનુ સ્મરણ કરવુ.

૮ ઘરમા લુચ્ચા, લબાડ, નાસ્તિક અને ભ્રષ્ટ માણસનો પગપેસારો થવા દેવો નહિ

૯ પોતાના આશ્રિત જનોની હમેશ સભાળ લેવી તેમને અનીતિને માર્ગે જતા અને ખરાબ સોબતથી અટકાવવા

૧૦ દ્રવ્ય હોય તો લોભવૃત્તિથી તેનો સચય ન કરતા ઉદારતા રાખી સારી સારી સસ્થાઓ સ્થાપવી અથવા તેમા સહાયતા કરવી

૧૧ આશ્રિત જનાવરોની બરાબર સભાળ લેવી, પાજરા પોળ જેવી સસ્થાઓમા જાતે જઈ દેખરેખ રાખવી, ધર્મદલાલી કરવાથી પણ ઘણો લાભ મળે છે

૧૨ નાટક, ચેટક કે સિનેમા-મોજશોખમા પૈસાનો દુર્વ્યય ન કરતા કરકસર કરવી અને બચાવેલ પૈસો સારે માર્ગે વાપરવો

૧૩ પરસ્ત્રીની સ્વપ્ને પણ વાંછા કરવી નહિ, સ્વસ્ત્રી સાથે પણ અતિ વિષયવાસના રાખવી નહિ, પર્વતિથિઓમા બ્રહ્મચર્યવ્રત પાળવાની ટેવ રાખવી

૧૪ પર્વની મ્હોટી તિથિઓમાં યથાશક્તિ દાન, શિયલ, તપ કરવું. દાનમાં પણ જ્ઞાનદાનને પ્રથમ જગ્યા આપવી.

૧૫ વરસી તપ કે તપસ્યાના ઉજમણામાં ફજુલ ખર્ચ ન કરતાં પુસ્તકોદ્ધારની પ્રભાવના કરવી કે સાધર્મિક સહાયક ફંડમાં અથવા વિદ્યોત્તેજક સંસ્થાઓમાં દાન કરવું.

૧૬ કમાણીમાંથી અમુક ટકા શુભ ખાતામાં કાઢવા અને તે વાપરી નાખવા.

## પાઠ ૩ જો.

### સંપ

૧ સંપ ત્યાં જય અને સંપ ત્યાં લક્ષ્મી છે.

૨ સંપ ત્યાં સિદ્ધિ અને સંપ ત્યાં વૃદ્ધિ છે.

૩ સંપ ત્યાં આબાદી અને સંપ ત્યાં આનંદ છે.

૪ સંપ ત્યાં હિંમત અને સંપ ત્યાં જીત છે.

૫ સંપ ત્યાં સન્માન અને સંપ ત્યાં જ્ઞાન છે.

૬ સંપ ત્યાં પ્રેમ અને સંપ ત્યાં ક્ષેમ છે.

૭ સંપ ત્યાં જાહોજલાલી અને સંપ ત્યાં નિત્ય દીવાળી છે.

૮ લાખો રૂપીયા મળવાથી જે શાન્તિ ન મળી શકે તે શાન્તિ સંપથી મળે છે.

૯ લાખો માણસના લશ્કરના બલ કરતાં સંપનું બળ અધિક છે.

૧૦ જેના પક્ષમાં સંપ છે તે પક્ષનો વિજય છે.

# પાઠ ૮ મો

## વ્યસનનો ત્યાગ

૧ જુગાર રમવુ નહિ, તેમજ જુગારીની સોબત કરવી નહિ

૨ દારૂ, તાડી, માસ, મચ્છી વાપરવા નહિ

૩ વેશ્યાગમન કે પરસ્ત્રીગમન કરવુ નહિ

૪ શિકાર કરવો નહિ, તેમ પશુઓને લડાવવાનો શોખ રાખવો નહિ

૫ અફીણ, ભાગ, ગાજો, ચરસ કોકેન, ચા, કોફી વગેરે કેફી પદાર્થોનુ વ્યસન કરવુ નહિ

૬ હોકો, બીડી ચલમ, ચીરૂટ, સિગારેટ વગેરે ધૂમ્રપાન કરવુ નહિ

૭ જરદો, તમાકુ ખાવા કે સુઘવાની ટેવ પાડવી નહિ કે જેથી કેન્સર જેવા વ્યાધિઓના ભોગ થવુ પડે,

૮ હોટેલ વગેરેમા જમવા કે નાસ્તાપાણી કરવા જવું નહિ

૯ ચ્હા પીવાનુ વ્યસન પાડવુ નહિ

૧૦ સોડા, લિમનેટ, કુલફી, બિસ્કીટ વગેરે અભક્ષ્યકારક ચીજો શોખ નિમિત્તે વાપરવી નહિ

૧૧ તાયફાનો નાચ કરાવવો નહિ, તેમ જોવા પણ જવું નહિ.

૧૨ પાસા, ગજીફા વગેરે રમતનો શોખ રાખવો નહિ

૧૩ દારૂખાનુ ફોડવુ નહિ, તેમજ ફટાકડા, બબગોળા

૧૧. સાધારણ મનુષ્યો સંપના બળથી રૈયતની સામે લડત ચલાવી સુધારો કરાવી શકે છે.

૧૨. બાવળ બોરડીના કાંટા જેવી જડ વસ્તુ પણ સંપના બળથી પાક અને ગામનું રક્ષણ કરી શકે છે

૧૩ તણુઓ સંપના બળથી માણસને ટાઢ અને તાપથી બચાવી શકે છે.

૧૪ લોઢાની નાની કડીઓમાં સંપ થાય છે તો હાથી જેવા મોટા જાનવરને રોકી રાખે છે

૧૫ પથ્થરાઓમાં સંપ થાય છે ત્યારે મોટી ઈમારત બંધાય છે કે જેમાં રાજા જેવા નિવાસ કરે છે

૧૬ પત્તાની બાજીમાં ગોલો, રાણી, બાદશાહ એ બધા ઉપર એક્કો જીત મેળવે છે એક્કો-એકના સંપ છે.

૧૭ સંપથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થ સિદ્ધ થાય છે

૧૮ પૈસા કે કામકાજની બાબતમાં ખાસ રેસ ખમી લેવો પણ સંપને ન ગુમાવવો

૧૯ ગામ ગરાસ, ધન અને ધાન્યને ભોગે પણ સંપ રાખવો

૨૦ પ્રાણને ભોગે પણ સંપનું રક્ષણ કરવું

૨૧ કુટુંબ નાત, સંઘ, સમાજ ગામ દેશ કે રાજ્ય એ સર્વની આબાદી સંપમાં જ સમાયેલી છે

# પાઠ ૪ થે

## વ્યસનને ત્યાગ

૧ જુગાર રમવુ નહિ, તેમજ જુગારીની સોબત કરવી નહિ

૨ દારૂ, તાડી, માંસ, મચ્છી વાપરવા નહિ

૩ વેશ્યાગમન કે પરસ્ત્રીગમન કરવુ નહિ

૪ શિકાર કરવો નહિ, તેમ પશુઓને લડાવવાને શેખ રાખવો નહિ

૫ અફીણુ, ભાગ, ગાંજો, ચરસ કોકેન, ચા, હોકી વગેરે કેફી પદાર્થોનુ વ્યસન કરવુ નહિ

૬ હોકો, બીડી ચલમ, ચીરૂટ, સિગારેટ વગેરે ધૂમ્રપાન કરવુ નહિ

૭ જરદો, તમાકુ, ખાવા કે સુધવાની ટેવ પાડવી નહિ કે જેથી કેન્સર જેવા વ્યાધિઓના ભોગ થવુ પડે

૮ હોટેલ વગેરેમા જમવા કે નાસ્તાપાણી કરવા જવું નહિ

૯ ચ્હા પીવાનુ વ્યસન પાડવુ નહિ

૧૦ સોડા, લિમલેટ, ગુલફી, બિસ્કીટ વગેરે અભક્ષ્યકારક ચીજો શોખ નિમિત્તે વાપરવી નહિ

૧૧ તાયફાને નાચ કરાવવો નહિ, તેમ જેવા પણ જવું નહિ

૧૨ પાસા, ગંજીફા વગેરે રમતને શોખ રાખવો નહિ

૧૩ દારૂખાનુ ફોડવુ નહિ, તેમજ ફટાકડા, બંગાળી

વગેરે ફેડવાનો શોખ કરવો નહિ-તેવા વર્તનથી ૭ કાયના જીવોની હિંસાનું પાપ લાગે છે

૧૪ ગાડી ઘોડા દોડાવવાના શોખીન થવું નહિ

## પાઠ ૫ મો

### ભગવાનની પિછાન

૧ જેને રાગદ્વેષ ન હોય તે ભગવાન્

૨ જેને અજ્ઞાન ન હોય તે ભગવાન્

૩ જેને ક્રોધ ન હોય તે ભગવાન્

૪ જેને મદ અહંકાર ન હોય તે ભગવાન્

૫ જેને માન-અભિમાન ન હોય તે ભગવાન્

૬ જેને લોભ ન હોય તે ભગવાન્

૭ જેને માયા-કપટ ન હોય તે ભગવાન્

૮ જેને રતિ-પાપ ઉપર પ્રીતિ ન હોય તે ભગવાન્

૯ જેને અરતિ-ધર્મ ઉપર અપ્રીતિ ન હોય તે ભગવાન્

૧૦ જેને નિદ્રા ન હોય તે ભગવાન્

૧૧ જેને શોક-દિલગીરી ન હોય તે ભગવાન્

૧૨ જેને અસત્ય વચન ન હોય તે ભગવાન્

૧૩ જેને સર્વ ચોરીકાર્ય ન હોય તે ભગવાન્

૧૪ જેને મત્સર-ઇર્ષ્યા ન હોય તે ભગવાન્

૧૫ જેને સાત ભય પૈકી કોઈ પણ ભય ન હોય તે ભગવાન્

૧૬ જે સર્વ જીવોને પોતાના સમાન જાણે તે ભગવાન્
૧૭ જેને કોઇની સાથે સ્નેહબંધન ન હોય તે ભગવાન્
૧૮ જેને જગતના સર્વ જીવો પર કરુણા હોય તે ભગવાન્
૧૯ જેને ત્રણ કાળનું જ્ઞાન હોય તે ભગવાન્
૨૦ જેને વસ્ત્રાભૂષણ, ખાનપાન, ફળફૂલ, ભોગવિલાસ વગેરે કોઇ પણ વિષયની ઇચ્છા ન હોય તે ભગવાન્
૨૧ જેણે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચ વિષય તજ્યા છે તે ભગવાન્

---

## પાઠ ૬ ઠ્ઠો

---

### ગુરુની પિછાન

૧ કોઇ પણ જીવની હિંસા ન કરે તે ગુરુ
૨ કદિ પણ જૂઠું ન બોલે તે ગુરુ
૩ કોઇ પણ વસ્તુ ધણીની રજા વિના ન લે તે ગુરુ
૪ સ્ત્રીનો સંસર્ગ ન કરે અને બ્રહ્મચર્ય પાળે તે ગુરુ
૫ પૈસો, ઘરબાર, ક્ષેત્ર, વાડી, ગામગરાસ, બાગબગીચા, આસન, વાહન વગેરે કોઇ જાતનો પરિગ્રહ ન રાખે તે ગુરુ
૬ રાત્રે ભોજન ન કરે તે ગુરુ
૭ વાહન ઉપર બેસે નહિ તે ગુરુ
૮ કોઇને ભારભૂત થાય નહિ તે ગુરુ
૯ કોઇને ભય ઉપજાવે નહિ અને ખોટે માર્ગે દોરે નહિ તે ગુરુ
૧૦ સંસારની ચાલો અને સંસારી ખટપટ કરે નહિ તે ગુરુ

૧૧ મોહ, માયા-મમતા રાખે નહિ તે ગુરુ

૧૨ ક્લેશ, કંકાસ કરે કરાવે નહિ તે ગુરુ

૧૩ શાંતિ, સમાધિ ઉપજાવે તે ગુરુ

૧૪ કઠોર, કર્કશ, મર્મભેદક શબ્દ બોલે નહિ તે ગુરુ

૧૫ દેશ, ગામ, નગર, ઉપાશ્રય કે કોઇ પણ મકાનનો પ્રતિબંધ રાખે નહિ તે ગુરુ

૧૬ પોતે તરે અને બીજાને તારે તે ગુરુ

૧૭ સ્વાર્થ વિના હિતનો ઉપદેશ આપે તે ગુરુ

૧૮ સંયમ, તપ, જ્ઞાન, ધ્યાન અને જીવન-નિર્વાહ સિવાય બીજું કંઇ પણ કાર્ય કરે નહિ તે ગુરુ

૧૯ દિવસે જોઇએ તેટલું અન્ન-પાણી અને પહેરવા જોઇએ તેટલા વસ્ત્રો અને જ્ઞાનના સાધનો સિવાય કોઇ પણ વસ્તુનો સંગ્રહ ન કરે તે ગુરુ.

૨૦ દેશોદેશમાં પગે ચાલી વિહાર કરે તે ગુ[illegible]

૨૧ સત્ય કહેવામા કોઇની પણ [illegible] ગુરુ

૨૨ કોઇ પણ વખતે દીનતા ન [illegible]

૨૩ સદા આત્માનં[illegible] રહે તે[illegible]

૧૧ મોહ, માયા-મમતા રાખે નહિ તે ગુરુ
૧૨ કલેશ, કકામ કરે કરાવે નહિ તે ગુરુ
૧૩ શાંતિ, સમાધિ ઉપજાવે તે ગુરુ
૧૪ કઠોર, કર્કશ, મર્મવેધક શબ્દ બોલે નહિ તે ગુરુ
૧૫ દેશ, ગામ, નગર, ઉપાશ્રય કે કોઇ પણ મકાનનો પ્રતિબંધ રાખે નહિ તે ગુરુ
૧૬ પોતે તરે અને બીજાને તારે તે ગુરુ
૧૭ સ્વાર્થ વિના હિતનો ઉપદેશ આપે તે ગુરુ
૧૮ સંયમ, તપ, જ્ઞાન, ધ્યાન અને જીવન-નિર્વાહ સિવાય બીજું કંઇ પણ કાર્ય કરે નહિ તે ગુરુ
૧૯ જિવને જોઇએ તેટલું અન્ન-પાણી અને પહેરવા જોઇએ તેટલા વસ્ત્રો અને જ્ઞાનનાં સાધનો સિવાય કોઇ પણ વસ્તુનો સંગ્રહ ન કરે તે ગુરુ
૨૦ દેશોદેશમાં પગે ચાલી વિહાર કરે તે ગુરુ
૨૧ સત્ય કહેવામાં કોઇની પણ પરવા ન રાખે તે ગુરુ
૨૨ કોઇ પણ વખતે દીનતા ન સેવે તે ગુરુ
૨૩. સદા આત્માનંદી રહે તે ગુરુ.

## પાઠ ૭ મો

### ધર્મની પિછાન

૧ કોઇ પણ પ્રાણીને દુઃખ ન દેવું તે ધર્મ
૨ સત્ય બોલવું તે ધર્મ
૩ કોઇની વસ્તુ રજા સિવાય લેવી નહિ તે ધર્મ

૪ બ્રહ્મચર્ય પાળવું તે ધર્મ
૫ પરિગ્રહનો ત્યાગ કરવો તે ધર્મ
૬ શિષ્ટ પુરુષોનો વિનય કરવો તે ધર્મ
૭ સભ્યતા રાખવી તે ધર્મ
૮ ક્રોધ ન કરતા ક્ષમા રાખવી તે ધર્મ
૯ લોભ ન કરતા સંતોષ રાખવો તે ધર્મ
૧૦ સરલતા રાખવી તે ધર્મ
૧૧ કોમળતા રાખવી તે ધર્મ
૧૨ ઈંદ્રિયોને કાબૂમા રાખવી તે ધર્મ
૧૩ સુપાત્રમા દાન દેવુ તે ધર્મ
૧૪ યથાશક્તિ તપ કરવુ તે ધર્મ
૧૫ ચચલતા દૂર કરી મનને સ્થિર કરવુ તે ધર્મ
૧૬ શાસ્ત્રની આજ્ઞાઓ પાળવી તે ધર્મ
૧૭ સત્પુરુષોનો સમાગમ કરવો તે ધર્મ
૧૮ ગુરુની ભક્તિ-બહુમાન કરવુ તે ધર્મ
૧૯ ગરીબો ઉપર અનુકંપા રાખવી તે ધર્મ
૨૦ સર્વનુ હિત ચિંતવવુ અને બીજાને સુખે સુખી થવું તે ધર્મ
૨૧ પોતે દુઃખ વેઠીને બીજાને સુખ ઉપજાવવું તે ધર્મ
૨૨ શાસ્ત્રનુ અધ્યયન કરવુ અને તેના ઉપર શ્રદ્ધા રાખવી તે ધર્મ
૨૩ વડીલો ની શુદ્ધ આજ્ઞા પાળવી તે ધર્મ
૨૪ બીજાનુ શુભ કામ પોતાનુ જાણીને કરવુ અને ભજવું

કે સ્વાર્થવૃત્તિ ન રાખવી તે ધર્મ

૨૫ પોતાની પેદાશમાંથી અમુક હિસ્સો ધર્માદાનો કાઢી તે ધર્મના કાર્યોમાં વાપરી નાખવો તે ધર્મ

૨૬ દેશ, સમાજ અને ધર્મની સેવા બજાવવી તે ધર્મ

૨૭ મન, વચન અને કાયાની શુદ્ધ પરિણતિ રાખવી તે ધર્મ

## પાઠ ૮ મો

### દયા

૧ બધા ધર્મોમા મુખ્ય ધર્મ દયા છે

૨ બધા ફરમાનોમા મુખ્ય ફરમાન દયાનુ છે.

૩ બધા વ્રતોમા મુખ્ય વ્રત દયાનુ છે

૪ દયા છે ત્યા ધર્મ છે,

૫ દયા છે ત્યા વ્રત છે,

૬ દયા છે ત્યા જીવનની સફળતા છે

૭. દયા ધર્મનુ મૂલ છે

૮ દયા સદ્ગુણોનુ બીજ છે

૯. દયાજ ભવ્યપણાની નિશાની છે અર્થાત્ જેનામાં દયા છે તે ભવ્ય અને દયાનો અશ નથી તે અભવ્ય

૧૦ દયાની લાગણી આત્માના ગુણને ખીલવે છે.

૧૧ દયા એ પાપીને પાવન કરનારી ગગા છે

૧૨. દયા એ શાંતિ આપનાર સુધા-અમૃત છે

૧૩ દયા એ કલ્પના પૂરનાર કલ્પવૃક્ષ છે
૧૪ દયા એ બધી ચિંતાને ચૂરનાર ચિંતામણી છે
૧૫ દયા દુર્ગતિમાં પડતા પ્રાણીને ધરી રાખે છે
૧૬ દયાથી પરભવનુ શુભ દીર્ઘ આયુષ્ય બંધાય છે
૧૭ દયા દશાંગી સુખ આપે છે
૧૮ દયા સમકિતને ઓપ આપી દીપાવે છે
૧૯ દયા એ બ્રહ્મચર્ય, વૈરાગ્ય વગેરે ગુણોને પુષ્ટિ આપે છે
૨૦ મેઘરથ રાજાએ એક પારેવાની દયાથી તીર્થંકરનામ ગોત્ર બાંધ્યુ
૨૧ મેઘકુમારના જીવે હાથીના ભવમા એક સસલાને ઉગારવાથી અનંત સંસાર કાપી નાખ્યો
૨૨ દયા વિનાનુ જીવન પાણી વિનાની શુષ્ક જમીન જેવુ છે
૨૩ દયા વગરની ક્રિયા રસ વિનાના ભોજન જેવી છે
૨૪ દયા વગરનુ વ્રત આત્મા વિનાના શરીર જેવુ છે
૨૫ દયા વગરનુ ઘર સ્મશાન જેવુ ભયંકર છે
૨૬ દયામા બધા ધર્મો સમાય છે

## પાઠ ૯ મો

### સત્ય

૧ સત્ય એ મનુષ્યનુ ખરુ જીવન છે
૨ સત્ય એ ધર્મનુ મર્મ છે
૩ સત્ય અમૂલ્ય જવાહિર છે

૪ સત્ય સ્ત્રી અને પુરુષ બન્નેનો શણગાર છે
૫ સત્ય આત્માનો ખરો ખજાનો છે
૬ સત્ય એ મહામંત્ર છે
૭ સત્ય એ ભવસાગર તરવાની નૌકા છે
૮ સત્ય સ્વર્ગ ચઢવાની નિસરણી છે
૯ સત્ય એ આત્માની પરમ જ્યોતિ છે
૧૦ સત્યના પ્રભાવે સુભિક્ષ થાય છે
૧૧ સત્યના પ્રભાવે પૃથ્વી રસ ધારણ કરે છે
૧૨ સત્યના પ્રભાવે સાતે *સરા પાકે છે
૧૩ સત્યના પ્રભાવે ઋતુ અનુકૂળ થાય છે
૧૪ સત્યથી જગતની શાન્તિ જળવાય છે
૧૫ સત્યથી રાજ્યતંત્ર નિયમિત ચાલે છે
૧૬ સત્ય છે ત્યાં સત્યયુગ પ્રવર્તે છે
૧૭ સત્ય છે ત્યાં સમાધિ છે
૧૮ સત્ય છે ત્યાં એકબીજામાં વિશ્વાસ છે
૧૯ સત્યથી વિદ્યા અને મંત્ર સફળ થાય છે

## પાઠ ૧૦ મો

### ગુરુભક્તિ.

૧ ગુરુ કોઈ પણ સ્થળે મળે ત્યાં ઊભા થઈ વંદના કરવી

* ૧ તણુ, ૨ કણુ, ૩ વણુ, ૪ શણુ ૫ તેલ, ૬ વેલ અને ૭ રેશ

૨ ગુરુ બહારગામથી આવતા હોય ત્યારે અમે તેનુ કામ મૂકીને પણ સામા જવુ, અને વિહાર કરે ત્યારે વળો ટાવવા જવુ

૩ રસ્તામા ગુરુથી ઓછા આગળ, જોડાજોડ કે લગોલગ પાછળ ચલવુ કે ઊભા રહેવુ નહિ, પણ થોડુ અતર રાખી પછવાડે ચાલવુ

૪ ગુરુ બોલતા હોય તેની વચ્ચે બોલવુ નહિ

૫ ગુરુ બોલાવે તો એકદમ ઊભા થઇ જવાબ આપવો, પણ સાભળ્યુ અણસાંભળ્યુ કરવુ નહિ

૬ ગુરુની સ્હામે કઠોરતાથી કે તોછડાઇથી બોલવુ નહિ

૭ ગુરુ જે કાઈ આદેશ કરે તે આદરપૂર્વક સ્વીકારવો, પણ અનાદર ન કરવો

૮ ગુરુના અવર્ણવાદ બોલવા નહિ અને કોઇ બોલતો હોય તેને અટકાવવો, પણ કાનના સ્વજના શોખને પોષણ ન આપવું નેમ કરવાથી ચીગ્જા કર્મ બધાય છે

૯ ગુરુને કોઇ પણ રોગાદિકની તકલીફ હોય તો તેનો પોતાનાથી બનતો ઉપચાર કરવો, શાતા ઉપજાવવી

૧૦ ગુરુને આત્મજ્ઞાનાદિકના યોગ્ય સાધનો મેળવી આપવા

૧૧ ગુરુને આત્મ-જ્ઞાનાભ્યાસમા અતરાય પાડવો નહિ

૧૨ ગુરુનુ બહુમાન કરી તેમના ગુણો પ્રકાશમા લાવવા

૧૩ ગુરુ પોતાને આસનેથી ઉઠી બીજે જાય ત્યારે અને બીજે સ્થાનેથી આસને આવે ત્યારે ઉઠી ઊભા થવુ પણ બેસી રહેવું નહિ

૧૪ ગુરુની વેયાવચ્ચ સેવાભક્તિ યોગ્ય રીતે કરવી

૧૫ ગુરુને કલ્પતી અને અખપતી ચીજ વહોરાવવામા સકુચિત મન ન રાખવુ, પણ ઉદારતા રાખવી
૧૬. સાધુને ખપતી અને કલ્પતી ચીજો અસૂઝતી ન ગણવી

## પાઠ ૧૧ મો

### ધર્મસ્થાન—પ્રવેશ

જ્યા ધર્મક્રિયા કરાય છે અને ધર્મગુરુ ઉતરે છે, તે ધર્મસ્થાનક કે ઉપાશ્રય કહેવાય, તેની મર્યાદા જાળવવા માટે નીચેના નિયમો પાળવા જોઇએ

૧ શરીર કે વસ્ત્રો ઉપર લોહી પરુ વિષ્ટા કે કોઇ પણ અશુચિના ડાઘા હોય કે શરીરના કોઈ ભાગમાથી રસી નીકળતી હોય તો તેવે શરીરે કે તેવે વસ્ત્રે ઉપાશ્રયમા આવવુ નહિ
૨ શરીરના અવયવો દેખાય તેવા બારીક આછકડા લુગડા પહેરી આવવુ નહિ
૩ ગરબડ કરે કે અશુચિ કરી જાય તેવા ન્હાના છોકરાઓને રમાડવા સાથે લાવવા નહિ
૪ સચિત્ત વસ્તુ-ફળ, ફૂલ, શાક ભાજી, લીલોતરી, લીલુ દાતણ, કાચુ પાણી, દાણા, આખી સોપારી એલચી વગેરે ચીજો સાથે લાવવી નહિ
૫ ધર્મસ્થાનની મર્યાદા લોપાય તેવી ગુનાહિત સ્થિતિમા આવવુ નહિ
૬ બહારથી આવી ઉપાશ્રયની હદમા પેસાબ કરવો નહિ

૭ ઉપાશ્રયની અંદર કે બહાર જવા આવવાના રસ્તામાં લીંટ કે ગળફા નાખવા નહિ કદાચ નાખવાની જરૂર પડે તો તેના પર રાખ અથવા ધૂળ નાખવી જેથી અયતના ન થાય

૮ એક પનાના વસ્ત્રનું ઉત્તરાસન કર્યા વિના ઉપાશ્રયમાં આવવું નહિ

૯ ધર્મસ્થાનકના બેઠકના હોલમાં પગરખા–ચાખડી પહેરી આવવું નહિ સૂત્રની સજ્ઝાય કે વ્યાખ્યાન થતું હોય તે હોલમાં સાંસારિક લુગડાં ઉતારવા કે રાખવા નહિ

૧૦ કીડી વગેરે જંતુઓ ઉભરાય તેવા પદાર્થો લઈ આવવું નહિ

૧૧ રજસ્વલા સ્ત્રીએ અપવિત્રતા હોય ત્યાં સુધી આવવું નહિ

૧૨ ઉપાશ્રયના દ્વારમાં પેસતાં, "निसही" શબ્દ અવશ્ય ઉચ્ચારવો

૧૩ અંદર આવી ઇરિયાવહીનો કાઉસગ્ગ કરવો

## પાઠ ૧૨ મો

### ધર્મસ્થાનની મર્યાદા

૧ સાંસારિક વાર્તાઓ, નોવેલ, શૃંગારિક કવિતાઓ કે બીભત્સ પુસ્તકો ધર્મસ્થાનમાં લાવવા નહિ તેમ વાંચવા પણ નહિ

૨ ધર્મસ્થાનમાં ધાર્મિક અને નૈતિક વિષય સિવાયના માસિકો કે ન્યુસપેપરો વાંચવા નહિ

૩ ધર્મસ્થાનમા જ્ઞાતિની કે ગામની પંચાયતે અથવા ચોવટ કરવી નહિ

૪ ધર્મસ્થાનમા સામારિક ધધો કે તેની વાતો કરવી નહિ

૫ ધર્મસ્થાનમા મત્ર-જત્ર કે જ્યોતિષના ફળાફળની કે વસ્તુઓના ભાવપાઠની વાતો કરવી નહિ

૬ ધર્મસ્થાનમા વૈદકનો ધધો તેમજ તે સબધી વાત ચીત કરવી નહિ

૭ ધર્મસ્થાનમા જુગાર કે સોદા-સટ્ટા કરવા નહિ

૮ ધર્મસ્થાનમા વાજીત્ર વગાડવા નહિ, તેમજ ગાન-નાચ કરાવવા નહિ

૯ ધર્મસ્થાનમા સગપણ, વિવાહ વગેરેના કાર્ય કરવા નહિ

૧૦ ધર્મસ્થાનમાં ક્રયવિક્રય કે લેતીદેતી સબધી વ્યવહાર કરવો નહિ

૧૧ ધર્મસ્થાનમાં ઘર સબંધી તેમજ વ્યાપાર સબધી કોઈ પણ કામ કરવુ નહિ

૧૨ ધર્મસ્થાનમા ગજીપો, ચોપાટ, ગેડી દડા, બેટબોલ વગેરે રમતો રમવી નહિ

૧૩ ધર્મસ્થાનમા જમણવાર, મીજબાની ચાપાર્ટી વગેરે કરવા કરાવવા નહિ

૧૪ ધર્મસ્થાનમાં સ્નાન, મજન, સાથુ ગુથવુ, હજામત વગેરે શરીરશુશ્રૂષાના કાર્ય કરવા નહિ

૧૫ ધર્મસ્થાનમા ભરત, ગુથણ, સીવણ વગેરે સાસારિક કાર્યો કરવા નહિ

૧૬ ધર્મસ્થાનમા તમાકુ, જરદો, પાનસોપારી વગેરે ખાવા નહિ

૧૭ ધર્મસ્થાનમા બીડી, ચલમ, ગાજો, સિગારેટ, હુક્કો વગેરે ધૂમ્રપાન કરવુ નહિ
૧૮ ધર્મસ્થાનમા ટાઢુ પાણી, ચ્હા, નાસ્તા, ફળફૂલ વગેરે ખાવા પીવા નહિ
૧૯ ધર્મસ્થાનમા એખમભરેલી કોઈ પણ વસ્તુ રાખવી નહિ
૨૦ ધર્મસ્થાનમા જૂ, માકડ વગેરે ક્ષુદ્ર પ્રાણી મૂકવા નહિ
૨૧ ધર્મસ્થાનમા બળખા, લીંટ, વગેરે વસ્ત્રમા નાખવા નહિ, તેમજ પગ, જમીન કે ભીંતો ઉપર ચોપડવા નહિ
૨૨ ધર્મસ્થાનમા મેલી મુહપત્તિઓ કે લુગડાના કકડા મૂકવા નહિ
૨૩ ધર્મસ્થાનમા છાણ વગેરેથી ખરડાયેલ પગ જમીન પર ઘસી ધર્મસ્થાનની પવિત્ર જમીને બગાડવી નહિ

## પાઠ ૧૩ મો

### ધર્મસ્થાનમા ભાષાની મર્યાદા

૧ ધર્મસ્થાનમા કલેશ-કકાસ થાય અને કષાય વધે તેવી ભાષા બોલવી નહિ
૨ ધર્મસ્થાનમા તુકારે રેકારે બીભત્સ શબ્દ કે અપમાન ભર્યા શબ્દથી કોઈને બોલાવવા નહિ
૩ ધર્મસ્થાનમાં અવિનયી શબ્દો વાપરવા નહિ, તેમજ કોઈને ગાળો દેવી નહિ
૪ ધર્મસ્થાનમા વિખવાદ ઉત્પન્ન થાય તેવી રીતે વાદ કરવો નહિ
૫ ધર્મસ્થાનમા ગર્વભરેલા શબ્દો બોલવા નહિ
૬ ધર્મસ્થાનમા કઠોર, કર્કશ, પીડાકારી મર્મભેદક,

ઘરના રહસ્યપ્રકાશક શબ્દો વાપરવા નહિ તેમજ બીજાને પ્રાસકો પડે તેવા વચનો ઉચ્ચારવા નહિ

૭ ધર્મસ્થાનમા સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા અને રાજકથા વગેરે કોઈ પણ જાતની વિકથા–કોર્ટની વાતો કરવી નહિ

૮ ધર્મસ્થાનમા માયા કપટથી પ્રપ અયુક્ત ભાષણ કરવુ નહિ

૯ ધર્મસ્થાનમા હાંસી–મશ્કરી કે કોઈની ઠઠ્ઠાબાજી કરવી નહિ

૧૦ ધર્મસ્થાનમા સાવદ્ય, અપ્રિય અને અસત્ય ભાષણ કરવું નહિ

૧૧ ધર્મસ્થાનમા કાણાને કાણો, આધળાને આધળો, ચોરને ચોર અને કોઇ પણ ખોડવાળાને તે ખોડથી બોલાવવો નહિ

૧૨ ધર્મસ્થાનમા શૃગારિક ગાયનો કે શૃગારિક વાર્તાઓ કરવી નહિ તેમજ સિનેમાની ઢબના રાગોવાળા ધાર્મિક ગાયનો પણ ગાવા નહિ

૧૩ ધર્મસ્થાનમા ફારસી, સકેતવાળા, બીજાઓને વહેમ પડે તેવા શબ્દો બોલવા નહિ

૧૪ ધર્મસ્થાનમા સ્ત્રીએ પુરુષ સાથે અને પુરુષે સ્ત્રી સાથે એકાતમા વાર્તાલાપ કરવો નહિ

૧૫, ધર્મસ્થાનમા રાજ્યવિરુદ્ધ ગણાય તેવી વાતો કે ભાષણો કરવા નહિ

૧૬ ધર્મસ્થાનમા કોઈની પણ નિન્દા–કુથલી કરવી નહિ

૧૭ ધર્મસ્થાનમા જયજિનેન્દ્ર સિવાય જુહાર, રામ રામ કે સલામ એવા વ્યાવહારિક આદરસત્કારના શબ્દો બોલવા નહિ

---

## પાઠ ૧૪ મો

### ધર્મસભામા પ્રવેશ અને વદનાવિધિ

જ્યા ધર્મ ગુરુ ઉપદેશ આપે અને શ્રોતાઓ સાભળવા બેસે તે ધર્મસભા કહેવાય, તેની મર્યાદા જાળવવાના નિયમો નીચે પ્રમાણે છે —

૧ ગુરુના ઉપર દૃષ્ટિ પડતા બે હાથ મસ્તકે અડાડવા
૨ સકોચ્યા વિના ફળફળતે વસ્ત્રે સભામા દાખલ થવુ નહિ
૩ નીચી દૃષ્ટિ રાખી યતનાએ દાખલ થવુ
૪ કોઇને ઠેશ ન લાગે અને ધર્મોપકરણ ઉપર પગ ન આવે તેવી રીતે ચાલવુ
૫ ગુરુની બેઠકથી અઢી હાથ દૂર રહી વદના કરવી
૬ પચ અગ નમાવી તિખુત્તોનો પાઠ ઉચ્ચારતા ત્રણ વાર ઉઠબેસ કરી વદના કરવી
૭ વદના કરતા હાથ પગ જે જમીન ઉપર રાખવાના હોય તે જમીન દૃષ્ટિથી જોઈ રજોહરણ ગુચ્છા કે વસ્ત્રના છેડાથી પુજવી
૮ વદના કરી હળવે-કોમળ હાથે ગુરુના ચરણની રજ લઇ મસ્તકે અડાડવી અને ગુરુને સુખશાતા પૂછવા
૯ માણુસોની ગરદી હોય તો ચરણરજ લેવાને ધક્કાધક્કી કરવી નહિ
૧૦ વરસાદથી ભિજેલા હાથ-પગ કે વસ્ત્રો સુકાયા ન હોય ત્યાસુધી કોઇ વ્રતધારી વડીલ અથવા ગુરુના ચરણનો સ્પર્શ કરવો નહિ
૧૧ માણસો ભરાઈ ગયા હોય અને આવવાની જગ્યા ન

હોય તો માણસોને કચડી અંદર જવું નહિ, પણ દૂરથી જ વંદના કરી ઉચિત સ્થાને બેસી જવું
૧૨ સ્ત્રીઓએ સ્ત્રીઓની સભામાં અને પુરુષોએ પુરુષોની સભામાં જવાનું જે દ્વાર હોય તે દ્વારે કે તે માર્ગે પ્રવેશ કરવો
૧૩ સાધ્વીની સભામાં પુરુષોએ અને સાધુની સભામાં સ્ત્રીઓએ હુંકારો દેવો નહી

---

## પાઠ ૧૫ મો

### સભામાં બેસવાના નિયમો

૧ માણસોના આવવાના માર્ગમાં બેસવું નહિ
૨ સ્ત્રીઓની સભા સામે મુખ રાખી બેસવું નહિ
૩ સ્ત્રીસભા અને પુરુષસભા વચ્ચે થોડું પણ અંતર રાખી બેસવું
૪ બેસવાની જગ્યા દૃષ્ટિથી જોયા વિના કે રજોહરણ ગુચ્છાથી પુંજ્યા વિના બેસવું નહિ
૫ પથરણું જતનાથી પાથર્યા વિના બેસવું નહિ
૬ સામાયિક કે સંવર કંઈ પણ વ્રત લઈને બેસવું
૭ પોતાના દરજ્જા પ્રમાણે આગળ કે પાછળ ગુરુ સન્મુખ દૃષ્ટિ રાખીને બેસવું
૮ પાટ, ભિંત કે થાભલાને ઓઠીંગણે બેસવું નહિ
૯ વસ્ત્ર કે ભુજાથી પલાઠી બાંધી બેસવું નહિ
૧૦ લાંબા પગ પ્રસારી બેસવું નહિ
૧૧ પગ ઉપર પગ ચઢાવી બેસવું નહિ

૧૨ બારી બારણામા ઊચે ચડી બેસવુ નહિ
૧૩ ગુરુથી ઊચે આસને બેસવુ નહિ
૧૪ ગુરુને લગોલગ અડીને બેસવુ નહિ
૧૫ પલ્લિબધ મસનુ પણ આડાઅવળા બેસવુ નહિ
૧૬ ગાદીતકીયા કે ચાકળા નાખી બેસવુ નહિ
૧૭ બેસવાની જગા માટે તકરાર કરવી નહિ, જ્યા ખાલી હોય ત્યા બેસી જવુ
૧૮ ગુરુના આસન ઉપર બેસવુ નહિ તેમ ગુરુના ધર્મો પકરણને પગ લગાડી આશાતના કરવી નહિ

## પાઠ ૧૬ મો

### વ્યાખ્યાનશ્રવણનો વિધિ

૧ વ્યાખ્યાન વાચનાર વાચવા આવે ત્યારે અને વાચી જાય ત્યારે શ્રોતાઓએ ઊઠી ઊભા થવુ
૨ વ્યાખ્યાનના પ્રારભ અને સમાપ્તિ વખતે ઊભા થવુ
૩ વ્યાખ્યાન પૂરુ થયે કઈ પણ વ્રત-નિયમ કરવા
૪ વ્યાખ્યાન વચ્ચે બોલચાલ કરવી નહિ
૫ પચ્ચખાણુ લેવા હોય તો ચોક્કસ વખતે એકી સાથે પચ્ચખાણુ લઈ લેવા પણ વારવાર વ્યાખ્યાનમા ભગાણુ પાડવુ નહિ
૬ વ્યાખ્યાન વચ્ચે કોઈ સાથે વાતચીત કરવી નહિ
૭ વ્યાખ્યાન વચ્ચે ઉઠબેસ કરવી નહિ
૮ વ્યાખ્યાન વચ્ચે સ્ત્રીઓ તરફ વિકારદૃષ્ટિથી જોવુ નહિ
૯ વ્યાખ્યાન વચ્ચે આડીઅવળી દૃષ્ટિ ફેરવવી નહિ
૧૦ વ્યાખ્યાન વચ્ચે આલસ મરડવી નહિ અને ઊઘવુ કે ઝોલા ખાવા નહિ

૧૧ વ્યાખ્યાન વચ્ચે મોટે અવાજે સામાયિકના પાઠ ઉચ્ચારવા નહિ

૧૨ વ્યાખ્યાન વચ્ચે નોકારવાળી અનુપૂર્વી કે પુસ્તકો વાચવા નહિ

૧૩ વ્યાખ્યાન વચ્ચે સ્વાધ્યાય કે પાઠ કરવો નહિ

૧૪ વ્યાખ્યાન વચ્ચે શ્રવણ સિવાય બીજી કોઇ પણ ક્રિયા કરવી નહિ

૧૫ વ્યાખ્યાન વચ્ચે ચાલતા સબધ સિવાય જે તે પ્રશ્નો પૂછવા નહિ

૧૬ વ્યાખ્યાન વચ્ચે કારણ સિવાય ઉઠી ચાલ્યા જવુ નહિ

૧૭ વ્યાખ્યાન વચ્ચે બીજાને ઉપદેશ આપવો નહિ કે વ્યાખ્યાનનો વિષય પોતે જાણતો હોય તો તે વિષય આગળથી બીજાને કહેવુ નહિ

૧૮ વ્યાખ્યાનના વિષયની અવગણના કરવી નહિ

૧૯ વક્તાની ભૂલ હોય તો પણ સભા સમક્ષ તેનુ અપમાન કરી ખમીયાણા પાડવા નહિ

૨૦ સાભળવામા ન્હાના મોટા સાધુ કે સઘાડા પરસઘાડાની ભેદભાવના રાખવી નહિ, નિષ્પક્ષતાથી શ્રવણ કરવુ

૨૧ સભામાના કોઇ પણ સભાસદ ઉપર વૈરભાવ કે દ્વેષ ભાવ રાખવો નહિ

૨૨ મનની વૃત્તિઓ એકાગ્ર કરી આદિથી અતસુધી એક ચિત્તે ખરી લાગણીથી શ્રવણ કરવુ

૨૩ સામાયિકાદિ વ્રત ગુરુની આજ્ઞા લઈ પોતાના મેળે લેવા, ચાલતા વ્યાખ્યાનમા અતરાય પાડવો નહિ

---

# પાઠ ૧૭ મો

---

## જ્ઞાનમર્યાદા

૧ ધર્મ પુસ્તકને પોતાના આસન કરતા નીચે આસને મૂકવુ નહિ

૨ ધર્મપુસ્તકને પગ લગાડવો નહિ, તેમ તેના ઉપર સૂવુ બેસવુ નહિ

૩. ધર્મપુસ્તકને જમીન પર રખડતુ મૂકવ નહિ, પણ ઠવણી ઉપર મૂકવુ કે પાટલી સાથે સારા બાધણામા બાધી રાખવુ

૪ ધર્મપુસ્તકની સામે પગ લાબા કરવા નહિ તેમ તે તરફ પૂઠ પણ કરવી નહિ

૫ ધર્મપુસ્તકને થુકવાળી આગળી અડાડવી નહિ

૬ ચોક્કસ વખતે ધર્મ પુસ્તકોનુ પડિલેહણ કરવુ

૭ કોઈ પણ પુસ્તક હાથા ફુધાથી બગાડવુ નહી, તેમ તેનો નાશ ન કરવો

૮ જ્ઞાની પુરુષની અવહેલના, નિદા કે અપમાન કરવુ નહિ

૯ કોઈને પણ જ્ઞાન મેળવવામા અતરાય પાડવો નહિ

૧૦ જ્ઞાનનો ખોટો દભ-આડબર કરવો નહિ

૧૧ અકાળ અને અસજ્ઝાયમા સૂત્રનો ઉચ્ચાર કરવો નહિ

૧૨ હ્રસ્વનો દીર્ઘ અને દીર્ઘનો હ્રસ્વ વગેરે અશુદ્ધ ઉચ્ચાર કરવા નહિ

૧ સૂત્ર વાચનના પ્રમાણમા ઉપધાન તપ કરવુ

૧૪ ગુરુગમ વિના સૂત્રનો ઉપદેશ દેવા બહાર પડવુ નહિ

૧૫ ન સમજાય તેવા વિષયમા ખોટી કલ્પના કરવી નહિ

૧૬ ઉત્સૂત્ર ભાષણ કરવુ નહિ, તેમજ શકા હોય તો તેનુ સમાધાન કરવુ, પણ શકા વેદવી નહિ
૧૭ સૂતા સૂતા કે આડે પડખે પડયા પડયા ધર્મપુસ્તક વાચવુ નહિ
૧૮ ગુરુને વદના કર્યા સિવાય પ્રશ્નો પૂછવા નહિ, તેમ વાચના પણ લેવી નહિ
૧૯ ગુરુનો ઉપકાર ઓળવવો નહિ, પણ વિદ્યા આપનારનો સત્કાર-બહુમાન કરવુ
૨૦ શાસ્ત્રના પવિત્ર વાકયો અનાદરથી જ્યા ત્યા ઉચ્ચરવા નહિ
૨૧ યોગ્યતા ઉપરાત શાસ્ત્રીય વાચન કરવુ-કરાવવુ નહિ
૨૨, ઉઘાડે મુખે અને દીવો શાસ્ત્ર વાચન માટે કરી શાસ્ત્ર વાચવુ નહિ
૨૩ અપવિત્ર સ્થાને ધર્મપુસ્તકો રાખવા નહિ
૨૪ વ્યાવહારિક જ્ઞાનનુ ચણતર ચણવાને ધાર્મિક જ્ઞાનનો પાયો પ્રથમથી જ નાખવો

---

## પાઠ ૧૮ મો

---

### અસજ્ઝાયની સમ.

જેના યોગમા પવિત્ર શાસ્ત્રનો ઉચ્ચાર થઈ શકે નહિ, કહેવાય તે આ પ્રમાણે —

હાડકુ, માસ, રુધિર, વિષ્ઠા અને પચેન્દ્રિયનુ કલેવર જે મકાનની હદમા પડયુ હોય તે હદમા શાસ્ત્ર વાચવુ નહિ (અસજ્ઝાય)

૨ રાજા કે મ્હોટા માનનીય માણસનુ મરણ થાય ત્યારે અસજ્ઝાય
૩ મોટી લડાઈ ચાલતી હોય ત્યારે તે અસજ્ઝાય
૪ મોટો તારો ખરે કે ઉ કાપાત થાય ત્યારે અસજ્ઝાય
૫ ચન્દ્રનુ ગ્રહણ રહે ત્યા સુધી અસજ્ઝાય
૬ દિશાઓ પડી જાય, ધુમલી થાય ત્યારે અસજ્ઝાય
૭ હસ્ત નક્ષત્ર પછી અને આર્દ્રા નક્ષત્ર પહેલા કડાકા, ગાજવીજ, ઘા । કે વરસાદ થાય તો તેટલો વખત અસજ્ઝાય
૮ ધુમર, ઝાકળ અને મેઘરવો પડે ત્યા સુધી અસજ્ઝાય
૯ પ્રચ ડ વાયુથી રજોવૃષ્ટિ થાય ત્યા સુધી અસજ્ઝાય
૧૦ ભૂતાદિકના ચાળા થાય ત્યારે અસજ્ઝાય
૧૧ સુદની બીજના ચન્દ્રનો Cદય થયા પછી બે ઘડી સુધી અસજ્ઝાય
૧૨ અશાડ સુદ ૧૫ અને વદ ૧, ભાદરવા સુદ ૧૫ અને વદ ૧ કાર્તિક સુદ ૧૫ અને વદ ૧, ચૈત્ર સુદ ૧૫ અને વદ ૧, એ આઠ દિવસ આખા દિવસની અસજ્ઝાય
૧૩ દરરોજ સવારે અને સાંજે-સધ્યાની બે ઘડી, મધ્યરાત્ર અને મધ્યાહ્નની બે ઘડી, એમ એક દિવસમા આઠ ઘડી અકાળ અસજ્ઝાય

— • —

## પા. ૧૯ મો

### અભક્ષ્યનો ત્યાગ

૧ કોઈ પણ જાતના દારૂ કે માસ વાપરવા નહિ
૨ મધ તથા માખણ ખાવા નહિ

૩ ડુંગળી, લસણ, વગેરે કંદમૂળ ખાવા નહિ
૪ વડ, પીપળ, ઉંબર વગેરે વૃક્ષના ફળ ખાવા નહિ
૫ તાડફળ, પંડોલ, ખરાબ દેખાવની વસ્તુ ખાવી નહિ
૬ વરસાદના કરા ખાવા નહિ
૭ સોમલ, વછનાગ, અફીણ વગેરે વિષભક્ષણ કરવુ નહિ
૮ રાત્રિભોજન કરવુ નહિ
૯ બોળ અથાણુ ખાવુ નહિ
૧૦. અજાણ્યા ફળ, ફૂલ કે વનસ્પતિ વાપરવી નહિ
૧૧ બગડેલ અનાજ, મીઠાઇ દૂધ, ઘી વગેરે ખાવા નહિ
૧૨ એઠા અનાજ પાણી વાપરવા નહિ
૧૩ મેંદો, પરદેશીની બનેલી ચીજો ખાવી નહિ
૧૪ અવિધિએ પકવેલ ફળ-શાકાદિ ખાવા નહિ
૧૫ કોડલીવર ઓઇલ વગેરે ભ્રષ્ટ દવાઓ વાપરવી નહિ
૧૬ કોબી, ફુલાવર કે કંદોઇની બનાવટ કોઇ પણ વાપરવી નહિ

## પાઠ ૨૦ મો

### સામાયિકનો વિધિ

૧ બને ત્યાંસુધી પ્રભાતમા, નહિ તો જ્યારે એક કલાકનો અવકાશ હોય ત્યારે પવિત્ર શરીરે પવિત્ર સ્થાનમા સામાયિક કરવુ
૨ સામાયિકના વસ્ત્રો અલગ રાખવા જોઇએ એક પહેરવાનુ

અને એક ઓઢવાનુ એમ બે ખુલ્લા વસ્ત્ર મઠ્ઠેદ અને એમ છ રાખવા

૩ સામાયિકમા બડી અગરખુ, ગંજીફરાક કોટ, પાટલુન, ટોપી, પાઘડી મોજા ફૂલની માળા કે કોઈ પણ સસારના લુગડા પહેરાય નહિ

૪ સ્ત્રીઓને માટે ઉપરનો નિયમ નથી, પણ તેમણે સ્ત્રીના પોષાકમા ચણીયો, સાડી, કમખા સિવાય રાખવા નહિ તે પણ સ્વચ્છ અને સાદા રાખવા

૫ પથરણુ (કટાસણુ), ગુચ્છો, મુહપત્તિ, માળા અને પહેરવા ઓઢવાનુ એકેક વસ્ત્ર, એટલા સામાયિકના ઉપકરણો છે

૬ એ છ ઉપકરણો મલિન કગદા ન રાખવા કેમકે ચોમાસામા તેમા લીલફૂલ થવાનો સભવ રહે અને દેખાવ ખરાબ લાગે

૭ સામાયિક કરનારે પ્રથમ છએ ઉપકરણોનુ પડિલેહણુ કરવુ, પછી સસારી લુગડા બદલાવી સામાયિકના બે વસ્ત્રો ધારણુ કરવા

૮ જમીન પુજી પાથરણ પાથરી, મુહપત્તિ બાંધી ગુરુ હોય તો તેમને વદના કરી, ન હોય તો પૂર્વ તથા ઉત્તર દિશા તરફ મુખ રાખી ઊભા રહી કે બેઠે બેઠે સામાયિકના પાઠ ઉચ્ચારવા

૯ સામાયિકના આઠ પાઠમા પ્રથમના ચાર પાઠ અનુક્રમે ઉચ્ચારી જવા, પછી ઇરિયાવહીયાનો કાઉસગ્ગ કરવો

૧૦ કાઉસગ્ગ એટલે કાયાને સ્થિર રાખવી, હાથ, પગ, શિર ભેજ કે આંખની પાપણુ સુદ્ધા હલાવાય નહિ, બધા

અંગો સ્થિર રાખી ઇરિયાવહીયાનો પાઠ મનમાં સ્મરી જવો તે કાઉસગ્ગ

૧૧ કાઉસગ્ગ ઊભા ઊભા કરવો હોય તો હાથ લાંબા સાથળને અડાડી, દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ પર ઠેરવવી બેઠા બેઠા કરવો હોય તો પલાંઠી વાળી હાથની બન્ને હથેળી એક બીજા ઉપર રાખી દૃષ્ટિ નાસિકાએ રાખવી

૧૨. 'નમો અરિહંતાણં' બોલી કાઉસગ્ગ પાર્યા પછી લોગસ્સનો પાઠ બોલી, ગુરુને ત્રણ વાર વંદન કરી આજ્ઞા માગવી અને પછી કરેમિ ભંતેનો પાઠ બોલી ઢીંચણ જમીન પર રાખી, ડાબો ઢીંચણ ઊંચો રાખી ત્રણ નમોત્થુણં કહેવા

૧૩. ઓછામાં ઓછું બે ઘડીનું સામાયિક થાય, એકી ઘડીએ ન થાય પણ બેકી ઘડીએ એટલે ૨-૪-૬-૮ ઘડીએ થાય

૧૪ સામાયિકના કાળમાં ધર્મ સિવાય બીજું કંઇ પણ કામ થાય નહિ

૧૫ સામાયિકના કાળમાં ધર્મપુસ્તક વાંચવું વ્યાખ્યાન સાંભળવું, સજ્ઝાય કરવી, ધ્યાન ધરવું, માળા ફેરવવી, ધર્મચર્ચા કે જ્ઞાનચર્ચા કરવી

૧૬ સામાયિકના બત્રીશ દોષ ટાળી શુદ્ધ સામાયિક કરવું

૧૭ બે ઘડી કે ચાર ઘડી પૂરી થયા પછી સામાયિક પારવું હોય ત્યારે લોગસ્સ સુધી પૂર્વની પેઠે બોલી જવું કરેમિ ભંતેના પાઠને બદલે પારવાની વિધિના પાઠો બોલવા અને પછી ત્રણ નમોત્થુણં કહેવા

૧૮ સામાયિકના હુગડા જુના પથરણામા જ બાધવા મુહ
પત્તિ ને ઘુ કથી પવળી જતી હોય તે સુકા યા વિના
પથરણામા બાધવી નહિ, લીલી ને લીલી રહેવાથી
સમૂર્છિમ જીવ ઉત્પન્ન થાય

૧૯ સામાયિકના ઉપકરણો મલિન થયા હોય તે અચિત્ત
પાણીથી સાફ કરવા પણ ઠડા પાણીથી નહિ

## પાઠ ૨૧ મો

### સામાયિકના ૩૨ દોષો

### મનના ૧૦ દોષો

૧ અવિવેક દોષ-સામાયિકનો લાભ કે સ્વરૂપ સમજ્યા વિના ઓઘસજ્ઞાએ કરે તે
૨ યશોવાચ્છા દોષ-સામાયિકમા યશ કીર્તિની વાચ્છા કરે તે
૩ ધનવાચ્છા દોષ-સામાયિકમા ધનની ઇચ્છા રાખે તે
૪ ગર્વ દોષ સામાયિકનુ અભિમાન કરે તે
૫ ભય દોષ-ભાવ વિના માત્ર લોકાપવાદ વગેરે ભયથી કરે તે
૬ નિદાન દોષ-સામાયિકના ફળનુ નિયાણુ કરે તે
૭ સશય દોષ-સામાયિકના ફળનો સદેહ રાખે તે
૮ કષાય દોષ-સામાયિકમા ક્રોધ, માન, માયા, લોભ કરે તે
૯ અવિનય દોષ-સામાયિકમા ગુર્વાદિકનો દ્રોહાદિ અવિનય કરે તે
૧૦ અપમાન દોષ-સામાયિકને તુચ્છ સમજી અનાદરપૂર્વક કરે તે

## વચનના ૧૦ દોષો.

૧ કુત્સિત દોષ–સામાયિકમા કુત્સિત–બીભત્સ વચન બોલે તે
૨ સહસા દોષ–અણુવિચાર્યું સાહસિક વચન બોલે તે
૩ અસદારોપણ દોષ–કોઈના ઉપર અસત્ય આરોપ મૂકે તે
૪ નિરપેક્ષ દોષ–શાસ્ત્રની અપેક્ષા વિના એકાંતિક વચન બોલે તે
૫ સક્ષેપ દોષ–સામાયિકના પાઠો સક્ષેપથી અધૂરા બોલે તે
૬ કલહ દોષ–કોઈની સાથે કલેશ–કકાસ કરે તે
૭ વિકથા દોષ–ચાર પ્રકારની વિકથા કરવી તે
૮ હાસ્ય દોષ–કોઈની હાસી–મશ્કરી કરવી તે
૯ અશુદ્ધ દોષ–અશુદ્ધ ઉચ્ચાર કરે અથવા ચકાર, મકારાદિ વચન બોલે તે
૧૦ મમ્મણ દોષ–માખીની પેઠે બણબણ કરતા પાઠના શબ્દો અવ્યક્ત રીતે બોલે તે

## કાયાના ૧૨ દોષો

૧ અયોગ્યાસન દોષ–પગ ઉપર પગ ચડાવી કે લુગડાથી પલાઠી બાંધી વગેરે અયોગ્ય આસને બેસે તે
૨ ચલાસન દોષ–વારવાર આસન બદલાવે કે હિંડોળા વગેરે અસ્થિર આસને બેસે તે
૩ ચલદૃષ્ટિ દોષ–ચારે તરફ ડોળા ફેરવ્યા કરે કે વિષયી નજરથી સ્ત્રીઓ તરફ તાકે તે
૪ સાવદ્યક્રિયા દોષ–સામાયિકમા છોકરા રમાડવા, લુગડા સીવવા, નામુ કરવુ વગેરે સસારી કામો કરે તે

૫ આલંબન દોષ-ભીંત, થાભલા વગેરેને અઠેલીને બેસે તે
૬ આકુંચન પ્રસારણ દોષ-વગર કારણે વાર વાર શરીરના અવયવો સંકોચે, પ્રસારે તે
૭ આલસ્ય દોષ-આળસ મરડે, બગાસા ખાય, આરે પડખે પડે વગેરે
૮ મોટન દોષ-અંગુલિ પ્રમુખ મરડી ટચાકા ફોડે તે
૯ મલ દોષ-પૂંજ્યા વિના ખાજ ખણે અથવા શરીરનો મેલ ઉતારે તે
૧૦ વિમાસણ દોષ-ગલહથો દઇ સંસારના કામકાજની વિમાસણ, શોક, દિલગીરી કરે તે
૧૧ નિદ્રા દોષ-ઝોલા ખાય કે નિદ્રા લે તે
૧૨ વૈયાવચ્ચ દોષ-વિના કારણે અંગ ચંપાવે તે

---

## પાઠ ૨૨ મો

---

### પોષધનો વિધિ

૧ સામાયિકના છ ઉપકરણો પોષધમાં પણ વપરાય તે ઉપરાંત સુવાની પથારી માટે ત્રણ ઓઢાડ રાખવા, તે પણ સફેદ, સાદા અને સ્વચ્છ હોવા જોઇએ
૨ પ્રથમ જગ્યા પુંજી ઉપકરણોનું પડિલેહણ કરવું
૩ સંસારી વસ્ત્રો ઉતારી ધર્મકાર્યના પહેરવા ઓઢવાના વસ્ત્રો ધારણ કરવા, સ્ત્રીઓએ પોતાનો સાદો પોષાક રાખવો

૪ પોસહમા કઇ પણ ખવાય કે પીવાય નહિ, તમાકુ પણ સુઘાય નહિ અર્થાત્ ચઉવિહારા ત્યાગનો ઉપ વાસ કરવો જોઇએ

૫ પોસહમા કોઇ પણ જાતનુ હથિયાર રખાય નહિ

૬ ઝવેરાત કે સોના રૂપાનુ કોઇ પણ આભરણ પોસહ મા પહેરાય નહિ સ્ત્રીઓથી ન ઉતારી શકાય તે સિવાયના દાગીના પોસહમા રાખવા નહિ

૭ ચ દન વિલેપન કે પુષ્પમાળા પોષધમા ધારણ કરી શકાય નહિ

૮ સામાયિકની માફક સાદા બે વસ્ત્રો પહેરી, પથરણુ પાથરી, મુહપત્તિ બાધી, ગુરુ સન્મુખ અથવા પૂર્વ ઉત્તર દિશાભિમુખ ઊભા રહી, સામાયિકની પેઠે લોગસ્સ સુધીના પાઠ બે વાર સુધી ઉચ્ચરી જવા

૯ વ દનપૂર્વક આજ્ઞા માગી ગુરુ પાસે અગર ગુરુ ન હોય તો પોતાની મેળે અગિયારમા વ્રતનો આગલો ભાગ ઉચ્ચારી પોષધ બાધવુ, ત્યાર પછી પૂર્વવત્ ત્રણ નમોથ્થુણ કહેવા એટલે બાધવાનો વિધિ પૂરો થયો

૧૦ પોષધકાળ સૂર્યોદયથી શરૂ થતા બીજે દિવસે સૂર્યોદય થાય ત્યા સુધી પૂરો થાય એટલે આઠ પહોરનો પોષધ થાય

૧૧ પોસહમા દિવસે સુવાય નહિ, તેમ જરૂરી ધર્મકામ સિવાય હરફર કરાય નહિ

૧૨ સામાયિકમા દર્શાવેલ કાર્ય જ પોસહમા થાય પણ બીજુ કાર્ય ન થાય

૧૩ સાજે અને બીજે દિવસે સવારે મ્હોટા શ્રાવકની આજ્ઞા

લઇ દરેક ઉપકરણ અને લુગડાનું પડિલેહણ કરવું
૧૪ સાંજે અને સવારે બે વખત પડિક્કમણ કરવું
૧૫ પોસહમાં લઘુનીત કે વડીનીતનું કામ પડે તો નિર વધ જગ્યામાં જઇ પરઠવવું, પરઠવવા જતાં 'આવ સ્સહિ' કહેવું જમીન જોઇને 'અણુજાણહ' કહી શકેન્દ્રની રજા લઇ પરઠવવું, પરઠવીને 'વોસિરે વોસિરે' કહેવું, ધર્મજગ્યામાં પ્રવેશ કરતાં 'નિસ્સહિ' શબ્દ બોલવો કદાચ રાત્રે બહાર જવું પડે તો મસ્તક ઉપર વસ્ત્ર ઓઢી જવું પણ ખુલ્લે માથે અને ઉઘાડે શરીરે જવું નહિ
૧૬ પોસહમાં વડીનીતિનું કારણ પડે તેટલા માટે ગરમ પાણીનો યોગ રાખવો અથવા દિવસે જોઈ આવવું
૧૭ પોષહના ૧૮ દોષ ટાળીને શુદ્ધ પોષધ કરવું
૧૮ ચાલતી પરંપરા પ્રમાણે અગિયારમે વ્રતે પોસહ વધારેમાં વધારે પહોર દિવસ ચડયા સુધી બંધાય, ત્યાર પછી દશમે વ્રતે થઇ શકે
૧૯ દશમા વ્રતમાં બીજો બધો વિધિ અગીયારમા વ્રત જેવો છે પણ એટલો ફેર છે કે પ્રથમ ઉપવાસના પચ્ચખાણ લેવા પછી વસ્ત્રો અને ઉપકરણોની હદ બાંધવી, બાંધેલ હદ સિવાયના વસ્ત્રો કે ઉપકરણો કામે લાગે નહિ, તેમજ જગ્યા કે દિશાની પણ અગાઉથી હદ બાંધવી, તે હદની બહાર જવાય નહિ
૨૦ પોસહમાં પહોર રાત્રિ ગયા પછી મ્હોટે અવાજે કે ગાઢે શબ્દે બોલાય નહિ

---

# પાઠ ૨૩ મો

## પોસહના ૨૧ દોષો

૧ પોસહ નિમિત્તે હજામત કરાવે, વસ્ત્ર ધોવરાવે, રંગાવે અને શરીરશુશ્રૂષા કરે તે દોષ

૨ પોસહને આગલે પાછલે દિવસે વિષય સેવે તે દોષ

૩ અજીર્ણ થાય તેવી રીતે અધિક આહાર ઉત્તરપારણે કરે તે દોષ

૪ વિષયવિકાર વધે તેવો માદક આહાર ઉત્તરપારણે કરે તે દોષ

૫ પોસહના વસ્ત્રો તથા ઉપકરણો બરાબર પુંજે પડિલેહે નહિ તે દોષ

૬ ઉચ્ચારાદિક ભૂમિ પડિલેહ્યા વિના પરઠવે તે દોષ

૭ પોષધવ્રત અવિધિએ બાંધે પાળે તે દોષ

૮ પ્રમાણ ઉપરાંત વસ્ત્ર રાખે તે દોષ

૯ ધર્મની હેલના થાય તેવા ગંદા અપવિત્ર કે રંગરંગીલા વસ્ત્ર રાખે તે દોષ

૧૦ પુંજ્યા પડિલેહ્યા વિના હાલચાલ કરે તે દોષ

૧૧ સો હાથ ઉપરાંત ગયા પછી ઇરિયાવહી ન પડિક્કમે તે દોષ

૧૨ નિદ્રાથી મુક્ત થયા પછી ચાર લોગસ્સ અને પ્રથમ શ્રમણસૂત્રનો કાઉસગ્ગ ન કરે તે દોષ

૧૩ પડિલેહણ કર્યા પછી ઇરિયાવહી અને ત્રીજા શ્રમણસૂત્રનો કાઉસગ્ગ ન કરે તે દોષ

૧૪ શરીરનો મેલ ઉતારે કે વા[illegible] ખાજ ખણે તે દોષ
૧૫ વિકથા કે પરનિન્દા કરે તે દોષ
૧૬ કલહ કે મશ્કરી કરે તે દોષ
૧૭ અવ્રતીને આદર આપે કે આસનનું આમંત્રણ કરે તે દોષ
૧૮ ભાષાસમિતિ જાળવ્યા વિના બોલે તે દોષ
૧૯ બે ઘડી પહેલાં સ્ત્રીને આસને (જે જગ્યાએ સ્ત્રી બેઠી હોય તે જગ્યાએ) પુરુષ અને પુરુષને આસન સ્ત્રી બેસે તે દોષ
૨૦ પુરુષ સ્ત્રી તરફ અને સ્ત્રી પુરુષ તરફ વિષય દ્રષ્ટિથી જુએ તે દોષ
૨૧ પોતાની માલીકીનાં પોષધનાં ઉપકરણો સિવાયની વસ્તુ અવ્રતીની આજ્ઞા લીધા વિના લે, ઉપાડે, તેમ જ અવ્રતીના પાસે કોઈ પણ વસ્તુ મગાવે તે દોષ

---

## પાઠ ૨૪ મો

---

### શ્રાવકના ૨૧ ગુણો

૧ નવ તત્ત્વાદિકના જ્ઞાનમાં કુશલ હોય
૨ ધર્મક્રિયામાં દેવાદિકની સહાયતા વાંછે નહિ
૩ ધર્મથી કોઈના ડગાવ્યા ડગે નહિ
૪ કરણીના ફળનો સંદેહ રાખે નહિ
૫ સાધુ સાધ્વીની દુગંછા કરે નહિ.
૬ [illegible]

૭ હાડ હાડની મિંજાયે ધર્મનો રંગ લાગ્યો હોય
૮ અન્યાય પક્ષનો કંઈ પણ આશ્રય કરે નહિં
૯ જેનું હૃદય સ્ફાટિક રત્ન જેવું નિર્મળ હોય
૧૦ દાન દેવા માટે ઘરના દ્વાર ખુલ્લા રાખે
૧૧ અપ્રતીતકારી ઘરમાં પ્રવેશ કરે નહિ
૧૨ આઠમ ચાદશ પાખીના પોષધ કરે
૧૩ દુ ખીયાને દેખી અનુકંપા ધરે
૧૪ યથાશકિત બાર પ્રકારનું તપ કરે
૧૫ આરંભ પરિગ્રહથી કંઈક નિવર્ત્યા, કંઈક નથી નિવર્ત્યા
૧૬ કરણ કરાવણથી કંઈક નિવર્ત્યા, કંઈક નથી નિવર્ત્યા
૧૭ પચન પાચનથી કંઈક નિવર્ત્યા, કંઈક નથી નિવર્ત્યા
૧૮ અઢાર પાપસ્થાનકથી કંઈક નિવર્ત્યા, કંઈક નથી નિવર્ત્યા
૧૯ કુટણ પિટણથી કંઈક નિવર્ત્યા, કંઈક નથી નિવર્ત્યા
૨૦ પાચ ઇંદ્રિયના વિષયથી કંઈક નિવર્ત્યા, કંઈક નથી નિવર્ત્યા
૨૧ સર્વ પાપયોગથી કંઈક નિવર્ત્યા, કંઈક નથી નિવર્ત્યા

---

## પાઠ ૨૫ મો

---

ગૃહવિવેક

૧ ચૂલો, પાણીયારું, ઘંટી, ખાંડણીઓ અને ભોજનસ્થાન એ પાંચ ઠેકાણે ચંદરવાની ખાસ જરૂર છે

૨ પાણીયારુ, ચૂલો, ઘટી, ખાંડણી વાસણ કુસણ અને હમેશની વપરાશની ચીજો ચીજો પુજણીથી પુંજ્યા વિના વાપરવી નહિ
૩ સુંવાળી આવરણીથી જતનાપૂર્વક કાઢેલ કચરા પાત્રીમાં (કાળજ થાળીમાં) ભરી એકાંત સ્થાને થોડો થોડો નાખવો
૪ ગળ્યા વિના પાણી વાપરવુ નહિ ગળણ પણ ઘટ્ટ જાડુ રાખવુ સંખારો જે જાતનુ પાણી હોય તેનાથી વિપરીત જાતિના પાણીમા નાખવો નહિ
૫ છાણાના કકડા ચાલણામા ચાળ્યા વિના બાળવા નહિ
૬ લાકડા–અરપણ ખંખેર્યા અને જોયા સિવાય બાળવા નહિ
૭ દિવા ફાનસ વિના કે ઢાકણ વિના રાખવા નહિ
૮ ઘી તેલ, ગોળ, ખાંડના ઠામ તથા ખાવાના અને એઠ વાણીના વાસણો ઉઘાડા રાખવા નહિ
૯ પાણી સુકાય નહિ તેવી જગ્યાએ સ્નાન કરવુ નહિ કે પાણી ઢોળવુ નહિ
૧૦ ઘરની અંદર કે બહાર ગંદકી કરવી નહિ
૧૧ જીવાત પડે તેવુ ધાન્ય, ઓષધિ વગેરે વસ્તુઓ સંગ્રહવી નહિ
૧૨ માકડવાળા ખાટલા, ઢોલીયા, ગાદલા, ગોદડા વગેરે તડકે નાખવા નહિ તેના પર ગરમ ખદખદતુ પાણી રેડવુ નહિ તેમજ તેવા જીવો મરી જાય તેવો પાવડર પણ વાપરવો નહીં
૧૩ કોઈ પણ વસ્તુમાથી જીવાત નીકળે તે રસ્તામા કે મરી જાય તેવે સ્થળે ફેંકી દેવી નહિ
૧૪. ગુંદાના ઠળીયા જેવા ચીકણા પદાર્થો જ્યા ત્યા ફેંકવા નહિ

---

## પાઠ ૨૬ મો

### દિનચર્યા-(પુરુષવર્ગને માટે)

૧ સવારમા વહેલા ઉઠવાની ટેવ રાખવી, પાછલી રાત ચાર ઘડી રહે ત્યારે જાગવુ

૨ પાડોશીઓ જાગી પાપકાર્યમા પ્રવૃત્ત થાય તેવી રીતે બોલચાલ કરવી નહિ, પણ ચુપચૂપ પવિત્ર સ્થાનમા પવિત્ર શરીરે રાત્રિ પ્રતિક્રમણ કરવુ

૩ વધારે રાત્રિ હોય તો કુટુબજાગરિકા કે ધર્મજાગરિકા કરવી કુટુબજાગરિકા એટલે કુટુબમા કોણ દુ ખી છે, કોને સહાયની જરૂર છે વગેરે વિચારવુ અને તેને સહાય કરવાની ધારણા કરવી

૪ કયારે આરભ સમારભ ઘટાડીશ, ક્યારે સર્વથા આ રભ સમારભથી નિવૃત્ત થઈશ અને કયારે સમાધિભાવ પેદા કરીશ એમ ત્રણ પ્રકારના મનોરથો ચિતવવા

૫ પ્રતિક્રમણ વ્રત પાળ્યા પછી માબાપ જાગ્યા હોય તો તેમને પગે લાગવુ અને તે દિવસને માટે જે કઇ આદેશ હુકમ કરે તે ધ્યાનમા લેવુ

૬ દેહની હાજતો નિવાર્યા પછી ગામમા ગુરુ બિરાજતા હોય તો તેમના દર્શન કરવા જવુ અને અવકાશ હોય તો વ્યાખ્યાન સાભળવુ

૭ ગુરુના દર્શન કર્યા વિના અન્ન પાણી ન લેવાની પ્રતિજ્ઞા કરવી

૮ માબાપને જમાડયા પહેલા પોતે જમવુ નહિ

૯ નોકરી કે ધધામા નીતિ અને પ્રમાણિકતા બરાબર સાચવવી
૧૦ પુત્ર પુત્રીને યોગ્યતા અને બુદ્ધિ પ્રમાણે ઊંચી કેળવણી આપવી
૧૧ પૈસા માટે વૃત્તિ બગાડવી નહિ, હરામવૃત્તિ રાખવી નહિ
૧૨ નોકરી કે ધધામા નિયમિત થવુ જે સમયે જે કામ નિયત કર્યું હોય તે સમયે તે કામ બજાવવુ
૧૩ દિવસ આથમ્યા પછી જમવુ નહિ, દિવસે પણ ટાઇમ ઉપરાત જમવુ નહિ, પૂરેપૂરી ભૂખ લાગ્યા પહેલા જમવુ નહિ
૧૪ સાજે દિવસનુ પ્રતિક્રમણ કરવુ ત્યારપછી સજ્ઝાય કરવી
૧૫ માબાપની વૈયાવચ્ચ તેમજ ધર્મચર્ચા કરી વહેલા સૂવુ અને પાછા વહેલા જાગવુ
૧૬ કોઈની નિદા કે કુથલી કરવામા કે સાભળવામા થોડો પણ વખત ગુમાવવો નહિ

## પાઠ ૬૭ મો

### દિનચર્યા—(સ્ત્રીવર્ગ માટે)

૧ ગૃહવિવેકના પાઠમા બતાવેલ શિક્ષા પ્રમાણે દરેક ગૃહકાર્ય વિવેકપૂર્વક કરવુ
૨ સાસુ, સસરા, જેઠ, જેઠાણી વગેરે વડીલોનો વિનય સાચવો, તેમના પ્રત્યે પૂજ્યભાવ રાખવો અને ભક્તિ કરવી

૩ ઘરના કોઈ પણ માણસ સાથે કલેશ-કજીઓ કરવો નહિ

૪ નોકર ચાકર દાસદાસીઓ ઉપર દયાની લાગણી રાખવી, પ્રસગ પડ્યે તેમની સભાળ લેવી

૫ પતિ અને વડીલોની આજ્ઞાનો અનાદર ન કરવો

૬ કોઇની સાથે પણ હાસી-મશ્કરી કરવાની ટેવ ન રાખવી

૭ નવરા થઈ ગપાટા મારવા નહિ, પણ, જ્યાથી શિક્ષણ મળતુ હોય ત્યાથી ધાર્મિક કે નીતિનું શિક્ષણ મેળવવુ

૮. નીતિનાં અને ધર્મના પુસ્તકો વાચવા અને તેમાથી શિખામણના ફકરા પોતાના બચ્ચાઓને શિખવવા

૯ પોતાના છોકરાને ગાળો દેવી નહિં, વધારે બ્હીક બતાવવી નહિ તેમજ મારવા નહિ પણ મીઠા શબ્દો મા શિક્ષણ આપવુ

૧૦ અતિથિ કે પ્રાહુણાનો આદરસત્કાર કરવો, કોઇનો પણ અનાદર કરવો નહિ

૧૧ ગરીબ, અપંગ અને અનાથને યથાશક્તિ સહાય કરવી

૧૨ સાધુ-સાધ્વીઓને નિર્દોષ આહારપાણી ચડતા ભાવથી વહોરાવવા, સાધુઓને કલ્પતી વસ્તુઓ અસુઝતી રાખવી નહિ

૧૩ ઘરનો દેખાવ તદ્દન સ્વચ્છ રાખવો ગદકી બિલકુલ કરવી નહિ, છોકરાઓને પણ સ્વચ્છ રાખવા

૧૪ ધર્મક્રિયા અને વ્યાખ્યાનના વખતે કામથી પરવારી ધર્મક્રિયા કરવી અને શ્રવણ કરવુ

૧૫ પાડોશીના સાથે સપ-સલાહથી વર્તવુ, નજીવી વાત સારૂ કે છોકરાંઓની વાતમા કલેશ કકાશ કરવો નહિ

૧૬ સાસુ સસરા અને પતિને જમાડયા પહેલા જમવુ નહિ, પણ રાત્રિભોજન ન કરવાનો નિયમ સાચવવો

## પાઠ ૨૮ મો

### સાધુઓને વહોરાવવાનો વિધિ

૧ ખાસ સાધુ સાધ્વીને માટે આહાર બનાવીને વહોરાવવો નહિ
૨ સાધુને માટે આહાર વેચાતો લાવી વહોરાવવો નહિ
૩ કોઇની પાસેથી ઉછીનો કે ઉધારે લઈ આહાર વહોરાવવો નહિ
૪ તાળુ, કળ, સચો, ચણીયારાવાળા કમાડ ઉઘાડી આહાર વહોરાવવો નહિ
૫ માળથી નીચે લાવી અને ભોંયરામાથી ઉપર લાવી આહાર વહોરાવવો નહિ
૬ કોઈના હાથમાથી છિનવી લઇ લાઇ વસ્તુ વહોરાવવી નહિ
૭ મજીયારી વસ્તુ ભાગીદારની રજા સિવાય વહોરાવવી નહિ
૮ અસૂઝતી કોઇ પણ ચીજ વહોરાવવી નહિ
૯ સચિત્ત સાથે ન ઘટવાવાળી વસ્તુ વહોરાવવી નહિ
૧૦ આખ વિનાના માણસે વહોરાવવું નહિ
૧૧ તાજા લિંપણ ઉપર આવી વહોરાવવુ નહિ
૧૨. વેરાતુ વેરાતુ વહોરાવવુ નહિ
૧૩ ભિક્ષુક આદિને માટે રાખેલુ વહોરાવવુ નહિ

૧૪ જેણે મકાનમા ઉતરવાની આજ્ઞા આપી હોય તેણે વહોરાવવુ નહિ
૧૫ ઘણા માણસો જમવા બેઠા હોય ત્યાથી વહોરાવવુ નહિ
૧૬ સાધુના આવ્યા પહેલા કોઈ ભિક્ષુક આવ્યો હોય તેને આપ્યા વિના સાધુને વહોરાવવુ નહિ
૧૭ લોકાપવાદ થાય તેવી રીતે વહોરાવવુ નહિ
૧૮ ગર્ભિણી સ્ત્રીઓએ સાતમા મહિના પછી વહોરાવવુ નહિ
૧૯ ધાવતા બાળકને વછોડી વહોરાવવુ નહિ
૨૦. એંઠે હાથે કે એંઠી જુઠી ચીજ વહોરાવવી નહિ
૨૧ પડતર બગડી ગયેલી વસ્તુ વહોરાવવી નહિ
૨૨ ગ દુ, અપવિત્ર, મેલુ, પસીનાવાળુ પાણી વહોરાવવુ નહિ
૨૩ ધોવણ વગેરે પાણી બે ઘડી પહેલાનુ વહોરાવવુ નહિ
૨૪ કોઢ, પિત્ત વગેરેના ચેપી માણસે વહોરાવવુ નહિ
૨૫ કુ ક મારીને કે ઝાપટ નાખીને વહોરાવવુ નહિ.
૨૬ ત્રણ બારણા ઉલ્લ ઘી વહોરાવવુ નહિ
૨૭ અનાદર કરી, ઘણી વાર લગાડી, કઠોર વચન સ ભળાવી કે મ્હો મચકોડી વહોરાવવુ નહિ
૨૮ આહાર વહોરાવી ગર્વ કરવો નહિ, તેમ પશ્ચાત્તાપ કરવો નહિ.
૨૯ પોતે સૂઝતો હોય તો બીજાને આપવાનુ ન કહેવુ પણ પોતે જ વહોરાવવુ
૩૦ કપટથી કે લાલચથી વહોરાવવુ નહિ
૩૧ દોષરહિત શુદ્ધ વસ્તુ ચડતા ભાવથી પ્રેમપૂર્વક વહોરાવવી

———o———

# કર્તવ્યમાં મૂકવા લાયક શિક્ષાવચનો

(યોજક-પં. શતાવધાની મુનિરાજશ્રી રત્નચંદ્રજી સ્વામી)

— • —

(૧)

૧ જીવનની એક ક્ષણ કરોડો સોનામહોરોથી પણ ખરીદી શકાતી નથી, તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કઈ નુકશાની છે?

૨ સદુઉદ્યોગ સદ્‌ભાગ્યનો સહોદર છે, આજની કિંમત આવતી કાલથી બમણી છે આજે બને તે કાલ ઉપર રાખો નહિ

૩ વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કિંમતી હીરા છે ડાહ્યા માણસો કિંમતીમાં કિંમતી હીરાને ગુમાવવા કરતાં એક પળને વ્યર્થ ગુમાવવામાં વધારે નુકશાની સમજે છે

૪ જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઈ શું?

૫ ડાક્ટર, બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામાં જ કેળવણીનો હેતુ પૂરો થતો નથી, પણ જાહેર સેવા બજાવવામાં અને આત્મશ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે, ખરી રીતે જેનાથી મન મારતાં શિખાય તે જ ખરી કેળવણી

૬ જે માણસ પોતાની ઈચ્છાને કાબૂમાં રાખી શકે નહિ, તે જીવનની મુશ્કેલીઓ દૂર કરી વિજય મેળવી શકે નહિ

૭ સ ણ પીસેવા અને દેશનેવા એ ઉત્તમ છે પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે, કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પથ્થરસમ ગણે, અને પરસ્રી માતા તુલ્ય માને, તેનાથી જ આત્મસેવા થઈ શકે છે

૮. પ્રશ સાની ઇચ્છા રાખો નહિ પણ પ્રશ સા થાય તેવા કાર્યો કરો, કીર્તિ સત્કાર્યની સાથે જ રહે છે

૯ જો તમારે મોટા થવુ હોય તો પ્રથમ નાના બનો, ઊંડો પાયો નાખ્યા વિના મોટુ મકાન ચણી શકાતુ નથી

૧૦ મોટાઇનુ માપ ઉમ્મરથી કે શ્રીમ તાઈથી નહિ, પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે, માટે ડાહ્યા અને ઉદાર બનો

૧૧ તલવારની કિમ્મત મ્યાનથી નહિ પણ ધારથી થાય છે તેમ માણુસની કિમ્મત ધનથી નહિ પણ સદા ચારથી થાય છે

૧૨ વૈર લેવુ એ હલકાઇનુ કામ છે, ત્યારે ક્ષમા કરવી એ મોટાઇનુ કામ છે, વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે

૧૩ વાદળાઓ વરસે અને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તે જ સજ્જન ગણાય

૧૪ વરસાદ માગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારના કામોમા ખરચે છે

૧૫ મોટી પદવીએ ચઢયા પછી ગરીબોના ઉપર દયા ન રાખે તે જ સેતાન, સેતાનના ઉપર કાઈ શી ગડા ઊગતા નથી

૧૬ સખાવત સ્વર્ગની કુ ચી છે, અને દયા ખાનદાનીનો ખજાનો છે પથ્થર જેવા હ્રદયની સાથે ખાનદાની રહેતી નથી

૧૭ નદીનુ પાણી અસલ સમુદ્રમા ભળે છે, તેમ દાન આપ નારની દોલત પાછી વ્યાજ શીખે દાતારને જ મળે છે

૧૮ બુરાઈને બદલે પણ ભલાઈ કરે અને અપકારીનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરુષ સમજવો

૧૯ ચડતીમા ગર્વ ન કરે, પડતીમા ખેદ ન કરે અને શર ણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તે જ મોટો માણસ

૨૦ સાભળે કે ગ્રહણ કરે તેને જ શિખામણ આપવી સારી મૂર્ખને શિખામણ દેવી તે સર્પને દૂધ પાવા બરાબર છે

૨૧ બીજાને ઠપકો આપે તે જ અવગુણ પોતામા હોય તો, પ્રથમ પોતાનો અવગુણ દૂર કરવો, પછી બીજાને કહેવું

૨૨ ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી, રાજદ્રોહી માણસથી હમેશ દૂર રહેવુ તેમની સોબત પાયમાલીમા ઉતારનારી છે

૨૩ અનેક યુદ્ધોમા જીત મેળવનાર યોદ્ધા કરતા મનોરાજ્ય ઉપર જીત મેળવનાર મોટો યોદ્ધો ગણાય

૨૪ શ્રીમતો અને ત્યાગીઓને સતોષમા જે સુખ મળી શકે, તે સુખ બીજી કોઇ પણ ચીજમા મળતુ નથી

૨૫ ધનમા, મોજશોખમા અને ખાવાપીવામા સતોષ રાખવો, પણ જ્ઞાનમા, દાનમા અને ધર્મમા સતોષ ન રાખવો

૨૬ જેનાથી દુ ખ મટે તેની જ પાસે હ્રદય ખોલવુ; જેની તેની પાસે હ્રદય ખોલવાથી માણસની હલકાઈ થાય છે

૨૭ અફીણ કરતા કરજ વધારે ઝેરી છે, અફીણ ખાનારને જ મારે છે, ત્યારે કરજ દીકરાના દીકરાને પણ મારે છે

૨૮ ઉત્તમ પુસ્તકો સત્સગ જેટલુ કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સગની સારી અસરને ભુસી નાખે છે

૨૯ ધર્મનુ મૂલ વિનય છે કપટથી નહિ પણ ખરા દિલથી વડીલો, સજ્જનો અને ગુરુઓનો વિનય સાચવવો

૩૦ ઉપકારીનો ઉપકાર ભૂલી જનારમા માણુસાઈનો ગુણ રહી શકતો નથી, પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે

---

( ૨ )

૧ જેમ સૂર્યથી દિવસ, ચદ્રથી રાત્રિ અને સુપુત્રથી કુળ શોભે છે, તેમ બુદ્ધિના પ્રકાશથી માણુસ શોભે છે

૨ જ્ઞાન વિના જીવનની ખૂબીઓ જાણી શકાતી નથી સદ્‌વિદ્યા વગરનુ જીવન અજાગલસ્તન જેવુ નિરર્થક છે

૩ પુત્ર કે પુત્રી એ બેમાથી એકને પણ અભણ રાખવા તે વ્યવહારરૂપી રથના એક પૈડાને ભાગી નાખવા બરાબર છે

૪ ધર્મના સસ્કારો પાડ્યા સિવાય વ્યવહારિક જ્ઞાનમા આગળ વધવુ, તે નાસ્તિકતાની હદમાં પ્રવેશ કરવા સરખુ છે

૫ બીજા ઉપર વિશ્વાસ ન રખાય તો પણ તમારી જાત ઉપર તો વિશ્વાસ રહેવો જ જોઇએ

૬ ‘હુ આત્મા છુ, અમર છુ, અનન્ત શકિતવત છુ, આનદ મય છુ’ આ નિશ્ચય વાકયોને હૃદયમા કોતરી રાખો

૭ આત્મશ્રદ્ધા છે ત્યા જ ધર્મ છે અને ધર્મ છે ત્યા જ શાતિ છે પરમશાતિ મેળવવી હોય તો આત્મશ્રદ્ધા રાખો

૮ મહાપુરુષોના બોધવચનો, દુર્ગતિ અને દુ ખના ખાડા માથી માણુસને ખેચવાને દોરીની ગરજ સારે છે

૯ સદ્બોધ સાભળો, સમજો, ધારો, હૃદયમા ઉતારો અને વર્તનમા મૂકો-જેમ ચાખ્યા સિવાય સાકરની મીઠાશ આવતી નથી, પેટમા પડયા સિવાય દવાની અસર થતી નથી, તેમ વર્તનમા મૂકયા સિવાય શ્રવણ સફળ થતુ નથી

૧૦ એક ઉદરમાથી જન્મ્યા તેને જ નહિ, પણ એક દેશમા અને એક ધર્મમા જન્મ્યા તેને પણ ભાઈ તરીકે માનો

૧૧ 'કુટુ બકલેશ અને ખરાબ સોબત' એ બેનો જ્યા ઉદય થાય, તે કુટુ બની પડતી દશા થઇ સમજવી

૧૨ સ્ત્રીઓને એટલુ છૂટાપણુ ન આપો કે જેવી તેઓ સ્વચ્છ દી બની અનાચારને માર્ગે ઉતરી જાય તેમ એટલુ દમાણુ પણ ન રાખો કે જેથી તે ગુલામડી જેવી સ્થિતિમા રહી ગુલામ જેવી પ્રજા ઉત્પન્ન કરે

૧૩ દયાના માર્ગમા એકેન્દ્રિય અને પચેન્દ્રિયનો તફાવત સમજો સ્થૂલ દયા ન હોય તો સૂક્ષ્મ દયા કયાથી આવી શકે ?

૧૪ પૂજ્ય વડીલોની આજ્ઞા નહિ પાળો, અને તેમનુ સન્માન નહિ કરો, તો તમારી સતતિ તરફથી તમારી આજ્ઞાનુ પાલન થાય કે તમારુ સન્માન થાય એવી આશા રાખવી ફોકટ છે

૧૫ સ્ત્રીઓ અને બાળકોને કહો કે કડા, સાકળા, બ ગડીઓ

૨૭ અફીણ કરતા કરજ વધારે ઝેરી છે, અફીણ ખાનારને જ મારે છે, ત્યારે કરજ દીકરાના દીકરાને પણ મારે છે

૨૮ ઉત્તમ પુસ્તકો સત્સગ જેટલુ કામ કરે છે, ત્યારે ખરાબ પુસ્તકો સત્સગની સારી અસરને ભુસી નાખે છે

૨૯ ધર્મનુ મૂલ વિનય છે કપટથી નહિ પણ ખરા દિલથી વડીલો, મજજનો અને ગુરુઓનો વિનય સાચવવો

૩૦ ઉપકારીનો ઉપકાર ભૂલી જનારમા માણસાઈનો ગુણ રહી શકતો નથી, પશુઓ પણ ઉપકારનો બદલો વાળે છે

---

( ૨ )

૧ જેમ સૂર્યથી દિવસ, ચદ્રથી રાત્રિ અને સુપુત્રથી કુળ શોભે છે, તેમ બુદ્ધિના પ્રકાશથી માણસ શોભે છે

૨ જ્ઞાન વિના જીવનની ખૂબીઓ જાણી શકાતી નથી સદ્વિદ્યા વગરનુ જીવન અજગલસ્તન જેવુ નિરર્થક છે

૩ પુત્ર કે પુત્રી એ બેમાથી એકને પણ અભણ રાખવા તે વ્યવહારરૂપી રથના એક પૈડાને ભાંગી નાખવા બરાબર છે

૪ ધર્મના મસ્કારો પાડ્યા સિવાય વ્યવહારિક જ્ઞાનમા આગળ વધવુ, તે નાસ્તિકતાની હદમા પ્રવેશ કરવા સરખુ છે

૫ બીજા ઉપર વિશ્વાસ ન રખાય તો પણ તમારી જાત ઉપર તો વિશ્વાસ રહેવો જ જોઈએ

૬ 'હુ આત્મા છુ, અમર છુ, અનન્ત શકિતવત છુ, આનદ મય છુ' આ નિશ્ચય વાકયોને હૃદયમા કોતરી રાખો

૭ આત્મશ્રદ્ધા છે ત્યા જ ધર્મ છે અને ધમ છે ત્યા જ શાતિ છે પરમશાતિ મેળવવી હોય તો આત્મશ્રદ્ધા રાખો

૮ મહાપુરુષોના બોધવચનો, દુર્ગતિ અને દુ ખના ખાડા માથી માણસને ખેચવાને દોરીની ગરજ સારે છે

૯ સદ્બોધ સાભળો, સમજો, ધારો, હૃદયમા ઉતારો અને વર્તનમા મૂકો–જેમ ચાખ્યા સિવાય સાકરની મીઠાશ આવતી નથી, પેટમા પડ્યા સિવાય દવાની અસર થતી નથી, તેમ વર્તનમા મૂક્યા સિવાય શ્રવણ સફળ થતુ નથી

૧૦ એક ઉદરમાથી જન્મ્યા તેને જ નહિ, પણ એક દેશમા અને એક ધર્મમા જન્મ્યા તેને પણ ભાઈ તરીકે માનો

૧૧ ' કુટુ બકલેશ અને ખરાબ સોબત ' એ બેનો જ્યા ઉદય થાય, તે કુટુ બની પડતી દશા થઇ સમજવી

૧૨ સ્રીઓને એટલુ છૂટાપણુ ન આપો કે જેથી તેઓ સ્વચ્છ દી બની અનાચારને માર્ગે ઉતરી જાય તેમ એટલુ દબાણ પણ ન રાખો કે જેથી તે ગુલામડી જેવી સ્થિતિમા રહી ગુલામ જેવી પ્રજા ઉત્પન્ન કરે

૧૩ દયાના માર્ગમા એકેદ્રિય અને પ ચેદ્રિયનો તફાવત નસમજે સ્થૂલ દયા ન હોય તો સૂક્ષ્મ દયા કયાથી આવી શકે ?

૧૪ પૂજ્ય વડીલોની આજ્ઞા નહિ પાળો, અને તેમનુ સ ન્માન નહિ કરો, તો તમારી સ તતિ તરફથી તમારી આજ્ઞાનુ પાલન થાય કે તમારુ સન્માન થાય એવી આશા રાખવી ફોકટ છે

૧૫ સ્રીઓ અને બાળકોને કહો કે કડાં, સાકળા, બ ગડીઓ

હાથનાં ભૂષણો નથી, પણ હાથનુ ભૂષણ દાન છે, કઠનુ ભૂષણ સત્ય છે અને કાનનુ ભૂષણ હિતવચનો સાભળવા તે છે

૧૬ માણસના ખૂન કરતા સત્યનુ ખૂન ઓછુ ભયકર નથી એક વાર અસત્ય બોલવામા પ્રમાણિકપણુ ચાલ્યુ જાય છે

૧૭ 'પરધન પથ્થર સમ ગણો, પરસ્ત્રી માતા સમાન' આ શિક્ષાવચનોને એક ક્ષણ પણ ભૂલી જાઓ નહિ

૧૮ કરકસર ભાઈની ગરજ સારે છે, પણ તે કૃપણતામા ન ભળે ત્યા સુધી કૃપણતા એ એક મોટુ કલક છે

૧૯ સ્વતંત્ર થવાને જેટલી કોશીશ કરવામા આવે તેટલી જ સ્વચ્છદી ન બનવામા કરવી જોઈએ

૨૦ નિરભિમાની થવુ, પણ તેમા સ્વમાનભગ ન થવો જોઇએ, કેમકે સ્વમાનની લાગણી માણસને ઉચ્ચ કાર્યમા પ્રેરે છે

૨૧ તમે બીજાને ઠગો નહિ, પણ બીજાઓ તમને ઠગી ન જાય તેની સાવચેતી રાખો, વિશ્વાસનો આ જમાનો નથી

૨૨ સતોષ રાખો પણ નિરાધાર થઈ બીજાના આશ્રય ઉપર લટકી રહેવુ પડે તેવા આળસુ ન બનો

૨૩ નિર્ભય બનો પણ પાપનો તો પગલે પગલે ભય રાખો, કેમકે બેદરકારીથી લાગતા પાપોનો સરવાળો લાંબો થાય છે

૨૪ મીઠાબોલા થવુ, પણ સામા માણસનુ અહિત થાય તેવુ મીઠુ બોલી માખણિયા થવુ ખરાબ છે

૨૫ કેળવણીનો અધિક પ્રકાશ પણ નાસ્તિકતાની ધુમમમા

આંખો ફૂટી જાય છે અને અંધકારમાં દબાઈ જાય છે

૨૬ નાસ્તિકતા જેટલી જ ધર્માન્ધતા ભયંકર છે નાસ્તિકતા આત્માનું બગાડે છે, ત્યારે ધર્માન્ધતા સમાજને બગાડે છે

૨૭ દરેક ઘરને સત્યજ્ઞાનનો બગીચો બનાવો, કે જેથી આવનાર માણસને સદ્બોધરૂપ પુષ્પની સુગંધીનો લાભ મળે

૨૮ જીભ અને હોજરીને બરાબર કાબૂમાં રાખો, કેમકે તન્દુરસ્તી અને સલામતીનો આધાર તેના ઉપર છે

૨૯ બીજાઓની દુષ્ટતા જોઈ તમે દુષ્ટ ન બનો જે જેવું કરશે તેને તેવું ફળ મળશે એ કુદરતનો કાયદો છે

૩૦ પ્રાણ જતા પણ સત્યધર્મને છોડો નહિ, કેમકે પ્રાણ ફરીથી મળશે પણ સત્યધર્મ ફરી મળવો મુશ્કેલ છે

---

( ૩ )

૧ મોટું મન અને મોટાં કાર્યમાં જ ખરી મોટાઈ સમાયેલી છે, પણ મોટી વાતો કરવામાં મોટાઈ સમાયેલી નથી

૨ સખાવત વગરની દોલત ચૈતન્ય વગરના દેહ જેવી નિર્માલ્ય અને સ્પર્શ કરવાને નાલાયક છે

૩ દાનનો પડઘો સ્વર્ગના દ્વાર સુધી પહોંચે છે અને દાતારના યશોગુણ ગાવા શાસનદેવોને આકર્ષે છે

૪ આપણા માટે દોલત છે પણ દોલત માટે આપણે નથી, દોલત માટે જિંદગી ગુમાવવી તે આત્માને ગુમાવવા બરાબર છે

૫ કરણી તેવી પાર ઉતરણી, જેવુ દેવુ તેવુ લેવુ', હાથે તે'સાથે–આ અનુભવીના વાક્યોને હમેશાં યાદ રાખો

૬ લક્ષ્મી ચપલ છે–પ્રાણ પ્રાહુણા છે, જુવાની જવાની છે, આયુષ્ય અસ્થિર છે, ધીરજનુ સ્થાન એક ધર્મ છે

૭ ગતકાળનો શોચ કરવો નહિ ભવિષ્ય કાળનો વિશ્વાસ રાખવો નહિ, અને વર્તમાનને વ્યર્થ જવા દેવો નહિ

૮ મૃત્યુ એક ક્ષણ પણ થોભાશે નહિ, લાલચથી લલચાશે નહિ, માટે કાલે કરવુ હોય તે આજે જ–અત્યારે જ કરો

૯ જરીયાન વસ્ત્રો અને હીરા માણિકનાં અલંકારો કરતા માણસને વધારે શોભાવનાર શીલ (બ્રહ્મચર્ય) છે

૧૦ સોના રૂપાના અને હીરા માણિકના ભૂષણો નષ્ટ થાય છે ત્યારે શીલરૂપી ભૂષણ અખડ રહે છે

૧૧ પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે તેવા કામની શરૂઆત ન કરવામા જ ખરૂ ડહાપણ સમાયેલુ છે

૧૨ અભયપદ મેળવવુ હોય તો બીજાઓને અભય આપો, તેમજ સુખ મેળવવુ હોય તો સુખ આપો

૧૩ બીજાનુ બૂરુ ચિતવવુ તે પોતાનુ બૂરુ કરવા બરાબર છે, કેમકે 'ખાડો ખોદે તે ખાડમાં પડે'

૧૪ પ્રાણીઓના પ્રાણ લૂટવા એજ હિસા નથી પણ લાગણી દુખાય તેવુ કઇ પણ કરવુ કે ચિતવવુ તે હિંસા છે

૧૫ ક્રોધની ક્રૂરતા સામે ક્ષમાનુ ખડગ રાખો અને માનનુ મર્દન કરવામા નમ્રતાનો પાઠ શીખો

૧૬ માયાના મૂળને કાપી સરલ બનો અને લોભને ક્ષોભ પમાડી સતોષી રહો, કેમકે જ્યાં સરલતા અને સતોષ છે ત્યા જ ધર્મનો નિવાસ છે

૧૭ આપણે બીજાનો ઉપકાર કર્યો હોય અને બીજાએ આ પણે અપકાર કર્યો હોય એ બન્ને વાતો યાદ કરવી નહિ

૧૮ સત્યની સીમામાં જ વિજયનો વાવટો ફરકે છે ' કૂડ ત્યાં ધૂળ અને કપટ ત્યાં ચપટ " એ નીતિનો પરમ મંત્ર છે

૧૯ અપ્રમાણિકતાથી મેળવેલ અખૂટ દ્રવ્ય કરતાં પ્રમાણિકતાનો એક પૈસો વધારે કિંમતી અને ટકાઉ છે

૨૦ વિશ્વાસઘાત, ચોરી કપટ, પ્રાણીવધ, કન્યાવિક્રય અને સ્વામીદ્રોહ કરી મેળવેલી સંપત્તિ, સંપત્તિ નહી પણ વિપત્તિ છે

૨૧ અન્યાય અને અધર્મથી ઉપાર્જન કરેલ દ્રવ્યને પૂર્વના પુણ્યનો પૂરો ટેકો ન હોય તો તે દસ વરસથી વધુ રહી શકે નહિ

૨૨ જે ધનથી દીન અને દુખી જનોનો ઉદ્ધાર કર્યો નહિ સત્પાત્રમાં દાન આપ્યું નહિ અને કુટુંબીઓનું પોષણ કર્યું નહિ, તે ધન નહિ પણ ધૂળ છે

૨૩ આવકના પ્રમાણમાં ધર્મમાર્ગે ધનનો કાંઈ પણ વ્યય ન કરવો તે લક્ષ્મીને લૂલી બનાવવા બરાબર છે

૨૪ નિંદા કર્યા વગર ન રહી શકાતું હોય તો પોતાની જ નિંદા કરવી, કેમકે બીજાની નિંદા કરવી તે આત્માને ઝેરી બનાવવા સરખું છે

૨૫ વિકરાળ વાઘના મુખમાં હાથ નાખવા કરતાં દુર્જનની સોબત કરવામાં વધારે ભયંકરતા છે

૨૬ માબાપની સેવાભક્તિ કરવામાં અને તેમની આજ્ઞા પાળવામાં પુત્રની ખરી પવિત્રતા સમાયેલ છે

૨૭ હિતચિંતક માબાપ, નિઃસ્વાર્થી શિક્ષક અને સદ્ગુરુ–એ ત્રણેની આજ્ઞા પાળવી તે ઇશ્વરઆજ્ઞા પાળવા બરાબર છે

૨૮ મોજશોખને માટે નહિ પણ ધર્મ અને પરમાર્થને માટે શરીરનું સ્વાસ્થ્ય જાળવવું અગત્યનું છે, કેમકે જ્યાં શરીર સ્વસ્થ હોય ત્યાં મન સ્વસ્થ રહે છે

૨૯ પાંચે ઇંદ્રિયોને છૂટી મૂકવી તે આપત્તિનો માર્ગ ખુલ્લો મૂકવા બરાબર છે

૩૦ ધર્મ એ કલ્પવૃક્ષ છે, મોક્ષ અને અભ્યુદય એ બે તેના ફળો છે, મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય [ઉપેક્ષા] એ ચાર ભાવના તેનું મૂળ છે, મૂળ વિના શાખા નથી અને શાખા વિના ફળ નથી માટે મોક્ષરૂપી ફળ મેળવવું હોય તો ભાવનારૂપ મૂળને મજબૂત બનાવો

---

## વિદ્યાર્થીઓને ઉપદેશ

— ० —

'વિદ્યાભ્યાસ' એક પ્રકારનો યોગ છે, અને તેથી એ યોગની સાધનામાં પણ વિદ્યાર્થીને યોગીના ગુણો જ ધારણ કરવાની જરૂર પડે છે વાર્તાપ્રલાપી, રમતીયાળ, પ્રમાદી, ચપળ અને વિષયાસક્ત મનુષ્ય–અર્થાત્ ભોગી મનુષ્ય યોગની ક્રિયાઓમાં સ્થિર થઈ શકતો નથી અને યોગની સીડીમાં અતિ પરિશ્રમવડે જો થોડાં પગથિયાં ઊંચે ચઢે તો તે પુનઃ ભ્રષ્ટ થઇને પતિત થાય છે તેવી જ રીતે વિદ્યાર્થી પણ ઉક્ત દોષોને લીધે વિદ્યાભ્યાસમાં સ્થિરતા સેવી શકતો નથી અતિ આળસવડે તે થોડો અભ્યાસ કરે

છે પરન્તુ પુન પ્રમાદ, વિષયાસક્તિ વગેરે દોષો ચડી આવતા તે સઘળુ શીખેલુ ભૂલી જાય છે અને અભ્યાસમા અધ પતિત થાય છે ઉદ્યમ અને એકાગ્રતા એ બે અભ્યાસ ના મુખ્ય લક્ષણો છે અને એ બ ને લક્ષણોને હાનિ કર નારા જે જે દોષો હોય તે તે દોષો દૂર ન કરવામા આવે તો વિદ્યાભ્યાસમા અ તરાય નડે છે વિદ્યાર્થીઓના ધર્મોને ભૂલી જઈ ને આડે માર્ગે જનારા વિદ્યાર્થીઓ ગમે તેવા બુદ્ધિમાન હોય તોપણ ઉદ્યમ અને એકાગ્રતાને અભાવે તેઓ પોતાના અભ્યાસમા કદી સફળતા મેળવતા નથી

વિદ્યાર્થીને વિદ્યાભ્યાસ કરવામા જે વિઘ્નો આવે તે જ વિઘ્નો યોગીને યોગક્રિયામા પણ અ તરાયભૂત થઈ પડતા હોય તો એ તો સ્પષ્ટ જ છે કે જે સાધનો વિદ્યાભ્યાસ કરવામા પણ સહાયરૂપ થઈ પડવા જોઈએ અને તેટલા માટે એક યોગીની પેઠે વિદ્યાર્થીએ પણ એ સાધનોનુ સેવન કરવુ જોઈએ-અવગણના કરવી જોઈએ નહિ અભ્યાસ માટે એકા ત મેળવવી, નિશ્ચિન્તતા પ્રાપ્ત કરવી, સ્ત્રી વગેરે સ સારની ઉપાધિઓથી દૂર રહેવુ, અન્ય વિષય તરફ જતી ચિત્તવૃત્તિનો રોધ કરીને એકાગ્રતા સ પાદન કરવા અને અખ ડ બ્રહ્મચર્ય પાળવુ, એ મુખ્ય સાધનોનુ વિદ્યાર્થી ઓએ સેવન કરવુ જોઇએ વિદ્યાર્થીઓએ બીજી કેટલીક ટેવો પાડવાની જરૂર છે, જેવી કે રોજ વહેલા ઊઠવુ, નકામો વખત ગાળવો નહિ, નિર તર ઉદ્યમી થવુ વગેરે અભ્યાસને માટે એકાત મેળવતા એટલુ ધ્યાનમા રાખવુ કે, "એકાન્ત વિકારની જનેતા છે" અને ખાસ કરીને ચચળ વૃત્તિના વિદ્યાર્થીઓ એકત્ર રહેવાની અતિ ટેવને લીધે વિકારના ભોગ થઇ પડે છે પરન્તુ જે વિદ્યાર્થીઓ માત્ર

અભ્યાસને માટે જ એકાન્ત શોધે છે અને બીજા વખત એકાતમા આળસુ બેસી રહેવામા ગાળતા નથી, પરતુ મિત્રોના સહવાસમા ગાળે છે, તેઓ વિકારી વિચારોથી દૂર રહી શકે છે 'એકાન્ત,' એ શિક્ષણનુ સાધન છે એટલે તેનો ઉપયોગ જો અભ્યાસમા કરવો હોય, તો જ એકાન્તમા રહેવુ, પરતુ વિચારતરગોને દોડાવતા એકાતમા પ્રમાદી બનીને પડી રહેવુ નહિ નહિ તો એકાન્ત વિકારની જનેતા રૂપે પોતાનુ દર્શન દે છે એકાન્ત, નિશ્ચિંતતા, નિરુપાધિક સ્થિતિ, અન્ય વિષય તરફ ચિત્તવૃત્તિનો રોધ અને અખડ બ્રહ્મચર્ય એ સર્વ સાધનો ચિત્તની એકાગ્રતા અને ઉદ્યમ રૂપી મુખ્ય સાધનોમા જ ઉપસાધનો છે અને એ મુખ્ય સાધનો સપાદન કરવાના જ, એ ઉપસાધનોનો ઉપયોગ વિદ્યાર્થીએ કરવાનો છે–અન્ય રીતિએ નહિ

फ क्षौ

## સાચુ નૂર

જ્ઞાન એ ત્રીજુ લોચન છે બીજો દિવાકર (સૂર્ય) છે ચોરથી ચોરી ન શકાય તેવુ ધન છે અને સુવર્ણ વિનાનુ આભૂષણ છે

જ્ઞાનવાળો ભગવી કફનીમા કે સાદા પોષાકમા પણ શોભે છે અને જ્ઞાનવિહીન ઘણાં ઘરેણાંથી લદાયેલો હોવા છતા પણ શોભતો નથી ખરેખર, મનુષ્યનુ સાચુ નૂર જ્ઞાન છે

પૂજ્યશ્રી ગુલાબ-વીર-ગ્રન્થમાળા રત્ન પચાસમુ

# શ્રી જિનાદિ સ્તુતિ સંગ્રહ

卐

સંગ્રાહક
આગમવિશારદ પૂજ્ય આચાર્ય મહારાજશ્રી
ગુલાબચંદ્રજી સ્વામીના શિષ્ય
મુનિરાજ શ્રી નવલચંદ્રજી
સ્થાનકવાસી લીંબડી સંપ્રદાય



વિ. સં. ૨૦૧૫
વીર સં. ૨૪૮૫
સન ૧૯૫૯

# શ્રી જિનાદિ સ્તુતિસંગ્રહ

## વિષયાનુક્રમ

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| ૪૪ શ્રી શાન્તિ પ્રભુ (ધૂન ૪) | ૧૦૩ |
| ૪૫ શ્રી શાન્તિનાથ પ્રભુ પ્રત્યે પ્રાર્થના (ધૂન ૫) | ૧૦૪ |
| ૪૬ આધુદેવાની મંગળ ધૂન (ધૂન ૬) | ૧૦૫ |
| ૪૭ નવગુણ મગન ધૂન (ધૂન ૭) | ૧૦૬ |
| ૪૮ શ્રી વીરપ્રભુની આરતી | ૧૦૭ |
| ૪૯ મધ્ય મંગળ | ૧૦૭ |
| ૫૦ अन्तिम मंगलम् | ૧૦૮ |
| ૫૧ श्री सद्गुरुस्तुति | ૧૦૮ |
| ૫૨ એકવીસ પ ધરોની નામાવલિ | ૧૦૯ |
| ૫૩ પૂજ્યશ્રી ગુલાબચંદજી સ્વામીનું ચોઢાળિયું (મહાસતી જીવનકુમારી) | ૧૧૧ |
| ૫૪ ગુરુને પધારવાનું આમંત્રણ | ૧૧૬ |
| ૫૫ સાધુજીના વિહાર સમયે બોલવાનું ગાન | ૧૧૬ |
| ૫૬ વિહાર વખતે કરવાની ગુરુદેવની સ્તુતિ | ૧૧૭ |
| ૫૭ પ્રસ્તાવિક ધૂન | ૧૧૭ |
| ૫૮ અન્તિમ મંગળ | ૧૧૮ |
| ૫૯ પુસ્તકભંડારોની યાદી | ૧૧૯ |
| ૬૦ પૂજ્યશ્રી ગુલાબ-વીર-ગ્રંથમાળાના ગ્રંથોની યાદી | ૧૨૭ |
| ૬૧ પ્રકાશિત થયેલા પુસ્તકોનું યાદીપત્રક | ૧૩૦ |



# શ્રી જિનાદિ સ્તુતિસંગ્રહ

## १ आदि मङ्गल

### पञ्च परमेष्ठी नमोक्कार (नमस्कार) सूत्र

नमो अरिहंताण ।
नमो सिद्धाण ।
नमो आयरियाण ।
नमो उवज्झायाण ।
नमो लोए सव्वसाहूण ।

### नमोक्कार महात्म्य गाथा

एसो पंचनमोक्कारो सव्वपावप्पणासणो ।
मंगलाणं च सव्वेसिं पढमं हवइ मंगलं ॥ १ ॥

### २ प्रात स्मरणीय परमेष्ठी मङ्गलाष्टक

(शार्दूलविक्रीडितम्)

अर्हन्तो भगवन्त इन्द्रमहिता सिद्धाश्च सिद्धिस्थिता ।
आचार्या जिनशासनोन्नतिकरा पूज्या उपाध्यायका ॥
श्रीसिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधका ।
पञ्चैते परमेष्ठिन प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥ १ ॥

श्रीमन्नम्रसुरासुरेन्द्रमुकुटप्रद्योतरत्नप्रभा ।
भास्वत्पादनखेन्दव प्रवचनाम्भोधीन्दव स्थायिन ॥
ये सर्वे जिनसिद्धसूर्यनुगतास्ते पाठका साधव ।
स्तुत्या योगिजनैश्च पञ्चगुरव कुर्वन्तु वो मङ्गलम् ॥ २ ॥

नाभेयाऽजितशम्भुसुमतिसुविधिश्रेयांसपद्मप्रभा ।
शान्तिर्नेमि नमी सुपार्श्वसुमती धर्मोऽरमल्लीशशी ॥
पार्श्व कुन्थुजिन वृषौ च विमलोऽन तस्तथा सुव्रत ।
वीर समवशीतलौ प्रतिदिन कुर्वन्तु वो मंगलम् ॥ ३ ॥
पार्श्वो दु खविदारकस्त्रिभुवने पार्श्व रटते सुरा ।
पार्श्वेणाभिहत कषायकटक पार्श्वाय तस्मै नम ॥
पार्श्वात्प्राप्तसुख भुजङ्गयुगल पार्श्वस्य धैर्य महत्
त्पार्श्वे ध्यानरतो लभेच्छिवपद हे पार्श्व ! मे पाहि न ॥ ४ ॥
वीर सरसुरासुरेन्द्रमहितो वीर बुधा सश्रिता ।
वीरेणाभिहत स्वकर्मनिचयो वीराय नित्य नम ॥
वीरात्तीर्थमिद प्रवृत्तमतुल वीरस्य तीव्र तपो ।
वीरे श्रीधृतिकीर्त्तिशान्तिविभवो हे वीर ! भद्र दिश ॥ ५ ॥
इन्द्राग्न्याऽऽश्रुगभूतय समकुलाव्यक्त सुधर्मा तथा ।
षष्ठो मंडितपुत्रको गणधरो मौर्यात्मज सत्तम ॥
श्रेयो द्यविरकम्पितो गुणमणिर्धीरोऽचलभ्रातृक ।
मेतार्यो दशम प्रभासगणभृत्कुर्व तु नो (वो) मङ्गलम् ॥ ६ ॥
ब्राह्मी चन्दनबालिका भगवती राजीमती द्रौपदी ।
कौशल्या च मृगावती च सुलसा सीता सुभद्रा शिवा ॥
कुन्ती शीलवती नलस्य दयिता चूला प्रभावत्यथ ।
पद्मावत्यपि सुन्दरी प्रतिदिन कुर्व तु नो (वो) मगलम् ॥ ७ ॥
नाभेयादिजिनाधिपास्त्रिभुवने ख्याताश्चतुर्विंशति ।
साष्टाविंशतिलक्षका भुवि सह-स्राष्टाऽन्वय साधव ॥
साध्व्यश्चाष्टशते सहस्र स नवैधस्त्वन्धि लक्षा बभू
येऽन्ये शासनसाधव पदधरा कुर्वन्तु वो मङ्गलम् ॥ ८ ॥

(वसन्ततिलकावृत्तम्)

या मङ्गलाष्टकमिदं पठति प्रभाते ।
भव्यो हृदा प्रतिदिनं प्रियतादरेण ।
सम्राङ्क्षो धवते धीरगुलाबचन्द्र ।
सानन्दमेति लभते शमवर्णनीयम् ॥ ९ ॥

## ३ वीतराग वाणीनी स्तुति

(शार्दूलविक्रीडितम्)

श्रीमन्मङ्गलदायिनी सुखकरी सन्तापसंहारिणी ।
मिथ्याकन्दविदारिणी मतिमतां तापस्य संवर्धिनी ॥
आपत्कालनिवारिणी भवतरोर्निर्मूलविध्वंसिनी ।
संसाराम्बुधितारिणी जिनगिरा कुर्यात्सदा मङ्गलम् ॥ १ ॥
श्रीमद्वीरजिनस्य पद्मनदतो निर्गत्य स गौतम ।
गङ्गावन्मुखे ययाभिनदया, मिथ्यात्ववैताढ्यकृ ॥
उत्पत्तिस्थितिसंहतित्रिपथगा, ज्ञानाम्बुधर्मध्यमा ।
सा मे कर्ममलं हरत्वविरलं श्रीद्वादशाङ्गी नदी ॥ २ ॥

વ્યાખ્યાનની શરૂઆતમાં બોલવાની

## ૪ વીતરાગ વાણીની સ્તુતિ

(સવૈયા ૨૩)

વીર હિમાચલસે નિકસી ગુરુગૌતમ કે મુખ કુંડ ધરી હૈ,
મોહ મહાચલ ભેદ ચલી જગકી જડતા સબ દૂર કરી હૈ,
જ્ઞાન પયોનિધિ માંહી રલી બહુ ભંગ તરંગનસે ઉછરી હૈ,
તાસ સુચારદ ગંગનદી પ્રથમે અંજલી નિજ શીશ ધરી હૈ.

જ્ઞાન સુનીર ભરી સરિતા સુરધેનુ પ્રમોદ સુક્ષીર નિધાની,
વૈદ્યકી વ્યાધિહરન્ત સદા ભવ્ય જીવ ચકોરકો ચન્દ્ર સમાની,
જૈન સિદ્ધાન્તકી જ્યોતિ ખડી સુરવૃક્ષ સમાન મહાસુખદાની,
લોક અલોક પ્રકાશ ભયે મુનિરાજ બખાનત હે જિનબાની ૨
શોભત દેવ વિષે મઘવા ઉડુવૃન્દ વિષે શશી મંગળકારી,
ભૂપસમૂહ વિષે ભરતેશ્વર કેશવ યોધ વિષે મનુહારી,
નાગનમે ધરણેન્દ્ર બડો ચમરેન્દ્ર અસુરનમે અધિકારી,
યું જિનશાસન સંઘ વિષે મુનિરાજ દીપે શ્રુતજ્ઞાનભંડારી ૩

( મનહર ૭૬ )

કૈસે કર કેતકી કણેર એક કહ્યો જાત,
આક દૂધ ગાય દૂધ અંતર ઘણેરો હૈ,
રીરી હોત પીરી પણ હોસ કરે કંચનકી,
કહા કાગ બાની કહા કોયલકી ટેર હૈ,
કહા ભાનુ તેજ કહા આગિયો બિચારો કહા,
પુનમકો અજવાલો કહા અમાસ અંધેરો હૈ,
પક્ષ છોડ પારકી નિહાલ એક નિગે કર,
રાગી વ નિરાગી વેણુ અંતર ઘણેરો હૈ ૪
વીતરાગ વાણી સાચી મુક્તિકી નિશાની યહ,
સુકૃતકી ખાની જ્ઞાની મુખસે બખાની હૈ,
ઇનકુ આરાધકે તરિયા હૈ અનંત જીવ,
સોહી જહાજ જાણુ શરદ્ધા મન આની હૈ,
શ્રદ્ધા હે સારધાર શ્રદ્ધાહિસે ખેવો પાર,
શ્રદ્ધા બિન જીવ ખ્વાર નિશ્ચે કર માની હૈ
વાણી તો ઘણેરી પન વીતરાગ તુલ્ય નાહિ,
પ્યાલા ભર પિવે વાકો આનંદકી ખાની હૈ ૫

## ૫ ચોવીશ જિન સવૈયા

### પહેલા શ્રી ઋષભદેવ ભગવાન (૧)

નાભિ મરૂદેવાનંદ છોડ દિયા સહુ ફંદ,
જોગ લિયો જિનચંદ મમતા મિટાઈ હૈ
કરીને કર્મ હાણ લિયો હૈ અનંતનાણ,
ભવિક કમલ ભાણ, કુમતિ ઉડાઈ હૈ.
તારણતરણ સ્વામ પામ્યા શિવપુર ઠામ,
તિહું લોક ઠામઠામ, કીરતિ સવાઈ હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
આદિ અરિહંત ધ્યાન, મહાસુખદાઈ હૈ

### દૂસરા શ્રી અજિતનાથ ભગવાન (૨)

છોડિને સબ સાથ જોગ લિયો જગનાથ,
શિવને ચલાયો સાથ અમીરસ વાણ હૈ
ગુણ ગુણ રાય ગાણ, સાચો મત લિયો જાણ,
નિશદિન જિણ આણ કરી પરમાણ હૈ
બાલિયો કરમ વંશ રાખ્યો નહી એક અંશ,
ઉત્તમ પરમ હંસ પામ્યા નિરવાણ હૈ
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
અજિતજિનંદ ધ્યાન મહાસુખખાણ હૈ.

### તિસરા શ્રી સંભવનાથ ભગવાન (૩)

વમન આહાર જિમ, અંગનાને ગિણી એમ,
તતક્ષણ કિયો નેમ, તજ્યા રાજકાજ હૈ,
ઘાતિયા કરમ ઘાય, કેવલિ તે જ્ઞાન પાય,
ઉપકારી જિનરાય, આપી ધર્મ જહાજ હૈ

જીવ ઘણા કિયા દઢ, ક્ષપકકી શ્રેણી ચઢ
પામિયા મુગત ગઢ, અવિચલ રાજ હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
સંભવજિણંદ ધ્યાન મેરે શીરતાજ હૈ

ચોથા શ્રી અભિનન્દન ભગવાન (૪)

દેખીને અધિક રૂપ, પરસંશે સુર ભૂપ
એક ચિત્ત ધર ચૂપ, વાર વાર વંદણ,
જગને અસ્થિર જાન, સુપન સઝાનો ભાન,
ભવહરે ભગવાન, તોડયા મોહ ફંદણ
અખંડ ચારિત્ર પાલ, મોક્ષ ગયા કર્મ ટાલ,
શાશ્વતા સદાઈ કાલ, લિયા સુખકંદણ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
ભવિક ધરો ધ્યાન વંદો અભિનન્દણ

પાચવા શ્રી સુમતિનાથ ભગવાન (૫)

સુમતિ સુમતિ ધાર, કુમતિને દેઈ ટાર,
સુમતિ ભોજન સાર, જીમ્યા ગુણપાત હૈ,
સુમતિ મે રચા જાલ, સુમતિસ પેરયા ફૂલ,
સુમતિ ભૂષણ મૂલ, દીઠા દુખ જાત હૈ
સુમતિ દાતાર સૂર, અંધકાર કિયો દૂર,
સુમતિરા સૂતર, વાજે દિનરાત હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
સુમતિરા કિયા ધ્યાન, સુમતાઈ આત હૈ

છઠ્ઠા શ્રી પદ્મપ્રભુ ભગવાન (૬)

હિંગલૂ વરણ ગાત, લીલા અધિ દિનરાત,
જોગ લિયો જગતાત, તજી રાજરિદ્ધ હૈ,

જપ તપ ખપ કર, ખટ માસ જિનવર,
પામ્યા હૈ કેવલ વર, હુઆ પરસિદ્ધ હૈ
સુર નર ઈંદ્ર પાસ, કિયો હૈ જ્ઞાનપ્રકાશ,
ક્લેશ કરમ નાશ કરી થયા સિદ્ધ હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
પદ્મજિનેન્દ્ર ધ્યાન કિયા નવનિધ હૈ

સાતવા શ્રી સુપાર્શ્વનાથ ભગવાન (૭)

લોકાંતિક સુર આય, પ્રતિબોધ્યા જિનરાય,
જૈહા કિમ ઘરમાય જગત બબૂર હૈ,
કામભોગ તજી દીન, માર લિયો મોહ નીચ,
બારે પરિખદા બીચ, ગાજે જ્યૂ શાર્દૂલ હૈ,
રાવ રંક પરમુખ, કાહુકી ન રખે રૂખ
શિવપુર પાયા સુખ શાશ્વતા અતૂલ હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન સુણો હો વિવેકવાન,
સુપાર્શ્વ જિણંદ ધ્યાન, મહાસુખમૂલ હૈ

આઠવા શ્રી ચન્દ્ર પ્રભુ ભગવાન (૮)

ચંદ્રસી વરણ દેહ, લાગે દીઠા ધર્મનેહ
ઉત્તમ ચારિત્ર લેહ, તજ્યા લોભ વૈરી હૈ,
માર લિયા મોહપાપ, ભારી તેજ પ્રતાપ,
દીનું હી ભવન આપ, નિજ આણ ફેરી હૈ,
સુર નર કરે સેવ, રાતદિન નિતમેવ,
હુવા નિરંજનદેવ, વાજી જશ ભરી હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
ચંદ્રપ્રભુ જિન ધ્યાન, મુગતિ કી સેરી હૈ

### નવવાં શ્રી સુવિધિનાથ ભગવાન (૯)

સુગરીવ રાય નંદ, દેહ ફૂલ અરવિંદ,
પરહરે સહુ ફંદ, હુઆ અણગાર હૈ,
કરણી કરી નેહદ, માર લિયા મોહમંદ,
પામિયા કેવલ પદ, જગત આધાર હૈ,
ઉપકાર કિયો અતિ, મેટ દિયો મિથ્યામતિ,
પામી અવિચલ ગતિ સુખાકો ન પાર હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન
સુવિધિ જિનંદ ધ્યાન, મહા સુખકાર હૈ

### દશવા શ્રી શીતલનાથ ભગવાન (૧૦)

દાહ જ્વર રોગ તાત, ગયો માતતણે હાથ,
નામ દીયો શીતલનાથ, દિયો માયબાપ હૈ,
જગત દુખા સે ડર, મનમે વૈરાગ્ય ધર,
કામ ભોગ પરિહર, તજ્યા સબ પાપ હૈ
ભલો ઉપદેશ દીધ, જગત શીતલ કીધ,
અવિચલ ગઢ સિધ, મેટિયા સંતાપ હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
શીતલ જિણંદ ધ્યાન, ટલે ભવ તાપ હૈ

### અગિયારહવા શ્રી શ્રેયાંસનાથ ભગવાન (૧૧)

જ્ઞાન ઘોડે ભગવાન, ચઢયા બહુ બલવાન,
શીલ મેના સાવધાન, સમકિત શેલ હૈ,
ધીરજ કટારિ ધાર, તપસ્યા કી તલવાર,
ગુણા કી ગુરજ સાર, પાપ દિયા ઠેલ હૈ,
જીત હુઇ જિનરાય, સુરનર લાગે પાય,
મુગત વિરાજ્યા જાય, સદા સુખ રેલ હૈ,

ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન
શ્રેયાસ જિનંદ ધ્યાન, આપે સુખ વેલ હૈ

બારહવા શ્રી વાસુપૂજ્ય ભગવાન (૧૨)

વાસુપૂજ્ય જાયા પૂત, શિવપુર દિયા સૂત
આપે ઘણા અદ્‌ભૂત, સવરાં કથાય હૈ,
અઠ લખ દશ વાસ, લીલામલિ ગૃહવાસ
પરહરે મોહ કામ, તજ લોભ લાય હૈ,
ધરીને શુકલધ્યાન, પામ્યા પદ નિરવાણ,
સુરનર રાયરાણ, વંદે સીર નાય હૈ
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
વાસુપૂજ્ય જિન ધ્યાન, મહાસુખદાય હૈ

તેરહવા શ્રી વિમલનાથ ભગવાન (૧૩)

વિમલ વિમલ વેણ અમલ કમલ નેણ,
સકલ જીવારા સેણ, દીઠા જાગે પ્રેમ હૈ
સમતા મે રયા ચોભ, લાભે નહીં મૂલ લોભ,
સાયર જીમ આણ ખોભ, નિરમલ નેમ હૈ
સુર નર કાજ સાર, જનમ મરણ જાર,
નિરમલ નિરાકાર શ્રી કુશલ ખેમ હૈ
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
વિમલ વિમલ ધ્યાન, ચિંતામણી જેમ હૈ

ચઉદહવા શ્રી અનંતનાથ ભગવાન (૧૪)

અયોધ્યાપુરી કા ઈશ, આયુ વર્ષ લખ તીસ,
જોગ લિયો જ ઈશ, દયા દિલ આણી હૈ

કામકુભ જિમ સ્વામ, સારિયા આતમ કામ,
જીવ ઘણા ઠામ ઠામ, કિયા ગુણખાણી હૈ
સુખદાઈ સુરતરુ, પારસ જિમ ગુણકરુ,
અજર અમર પૂર, હુઆ નિરવાણી હૈ
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
અનત કેવલજ્ઞાન, શિવ કી નિશાણી હૈ

પદરહવા શ્રી ધર્મનાથ ભગવાન (૧૫)

ધરમ ધરમ ધાર, કિયા ઘણા ઉપકાર,
ઉપદેશ દિયો સાર, મોટા કિરપાલ હૈ
સુધારયા અતર ખેત, કિયા ઘણા સાવચેત,
પર ઉપકાર હેત બાંધી ધર્મપાલ હૈ
ધર્મ કો વેપાર કીધ, અનુપમ ચીજ લીધ,
તિહુ લોક પ્રસિદ્ધ, કીરતિ વિશાલ હૈ
ભણે મુનિ ચન્દ્રભાણ સુણો હો વિવેકવાન,
ધર્મ જિનદ ધ્યાન, કાટે ભવજાલ હૈ

સોલહવા શ્રી શાન્તિનાથ ભગવાન (૧૬)

ખડ ખડ સરદાર, ચોસઠ હજાર નાર,
હય ગય પરિવાર, અખૂટ ભડાર હૈ
અનુત્તર કામભોગ, આય મિલ્યો પુણ્ય જોગ,
ખમા ખમા કરે લોગ, કીરતિ અપાર હૈ
ઐસી રિદ્ધિતણા ઠાઠ, તજી લિયો શિવ વાટ,
આઠૂં હી કર્મ કાટ, હુવા સિદ્ધ સાર હૈ
ચદ્રભાણ ચિત્ત ધાર સિખ કહી હિતકાર,
શાન્તિનાથ તતસાર, જપ્યા જૈ જૈકાર હૈ.

સત્તરવા કુંથુનાથ ભગવાન (૧૭)

અવદે રતન સાર, અદ્‌ભૂત ગુણાગાર,
નરવર આજ્ઞાકાર, બત્તીસ હજાર હે
ષોડસ હજાર સુર, આજ્ઞાકારી તતપર,
ખટખંડ નરવર સારા સરદાર હે
નાટક બતીસવિધ, રિધ સિધ નવ વિધ
સહુ છોડી હુવા સિધ, લિયા સુખ સાર હૈ
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
કુંથુનાથ પરમાન, તિરત સંસાર હે

અઢારહવા શ્રી અરનાથ ભગવાન (૧૮)

ચૌરાસી લખ બાજ, રથ રૂડા ગજરાજ,
પાયદલ સર્વ સાજ છનવે કરોડ હે
છન્નવે કરોડ ગામ, ચૌસઠ હજાર વામ
પાસવાન દૂનીતામ રહે કર જોડ હૈ
એસી રિદ્ધ તજકર, જોગ લિયો જિનવર,
અજર અમર ઘર, ગયા કર્મ તોડ હૈ
ભણે મુનિ ચંદ્રભાણ, સુણો હો વિવેકવાન,
અરહ નામ ગુણ ।ાન, કટે કરમ કોડ હે

ઉન્નીસવા શ્રી મલ્લિનાથ ભગવાન (૧૯)

વિરક્ત રયા આપ પરણવાકો ન લાગો પાપ,
પરહરયા સહુ તાપ, બૈઠા ધર્મ પોત હે
દયાવંત ખંત દંત, ગુણા તણો નહીં અંત,
ઉપગારી અરિહંત, ટાલી મિથ્યા છોત હૈ

ઘટમાહા જ્ઞાન ગાલ, કાપ્રિયા કરમ સાલ,
પર્મ મે રયા લાલ, લઈ શિવ જોત હૈ

ભણે મુનિ ચદ્રભાન, સુણો હો વિવેકવાન,
મલ્લિ જિન કિયા ધ્યાન, નિરમલ હોત હૈ

વીસવા શ્રી મુનિસુનતનાથ ભગવાન (२०)

વીસવા જિનદરાય સાવલી સુરતકાય,
ચારિત્ર સુચિત્ત લાય, તજ્યા રાજ ઠાઠ હૈ

આરીસા જ્યૂ યથાતથ, જિનમત પરમન,
જિનદકી સમગત, તોડી કર્મ ચાટ હૈ

પાતિક પડલ હર, ઘટ મે ઉદ્યોતકર,
જીવ ઘણા જિનવર, ગા યાં શિવ વાટ હૈ

ભણે મુનિ ચદ્રભાન, સુણો હો વિવેકવાન,
મુનિસુવ્રત ધ્યાન સેતી, મિટે કર્મ કાટ હૈ

ઇકીસવા શ્રી નમિનાથ ભગવાન (२१)

રાજ રિદ્ધ દૂર કર, જોગ લીયો જિનવર,
ડાવે નહીં તીલભર, મેરૂ જ્યૂ અડિગ હૈ

મિથ્યા મત અતિ ઘોર ફેલ રયા ચહુ ઓર,
તાહિકુ હરણ જોર, નિરમલ સ્વર્ગ હૈ

થાપિયા તીર્થ સાર, તારિયા ઘણા નરનાર,
શિવપુર પામ્યા સાર, સુખા કોન થાગ હૈ

ભણે મુનિ ચદ્રભાન, સુણો હો વિવેકવાન,
નેમિ જિન કિયા ધ્યાન, નાશે કરમ આગ હૈ

બાવીસવા શ્રી અરિષ્ઠ નેમનાથ ભગવાન (૨૨)

સમુદ્રવિજય નંદ, બાવીસમા જિનચંદ્ર,
સોહત સરત ઇન્દ્ર, બાલબ્રહ્મચારી હૈ
પશુ વેણ સુણિ કાન, તત્ક્ષણ ફેરી જાન,
વાર (૨) કહે કાન (કૃષ્ણ), એસી કયું વિચારી હૈ
નારીતણો મારે નેમ, સુગતિસુ લાગ્યો પ્રેમ,
રાજમતિ રિષ્ઠ નેમ, હુવા જોગધારી હૈ
ભણે મુનિ ચંદ્રભાણ, સુણો હો વિવેકવાન,
નેમ પ્રભુ કિયા ધ્યાન, મહાસુખકારી હૈ

તેઇસવા શ્રી પાર્શ્વનાથ ભગવાન (૨૩)

નવ કર તન માન, સોહત સરત ભાન
ખટ કાય દિયો દાન, તજી ધન રાસ હૈ
વડ ભાગી વીતરાગ, ગુણાતણો નહીં થાગ,
જથાતથ જિન માર્ગ, કિયો પ્રકાશ હૈ
મોક્ષ ગયા કર્મ તોડ, જગમે કીરત છોડ,
સુરનર હોડ હોડ, સુમરત પાસ હૈ
ભણે મુનિ ચંદ્રભાન, સુણો હો વિવેકવાન,
પારસ પ્રભુ કિયા ધ્યાન, શિવપુર વાસ હૈ

ચોવીસવા શ્રી મહાવીર ભગવાન (૨૪)

ચોવીસમા મહાવીર, શૂર વીર મહાધીર,
વાણી મિટ્ટી ખાંડ ખીર, સિધારથ નંદ હૈ
નાગણી સી નાર જાન, ઘટમે વૈરાગ આન,
જોગ લિયો જગ ભાન, તજ્યા મોહ ફંદ હૈ

ચવદે હજાર સત ઉતાર દિયા ભગવત
કર્મો કો કરિ અત, પામ્યા સુખકદ હૈ
ભણે મુનિ ચદ્રભાન, સુણો હો વિવેકવાન,
મહાવીર કિયા ધ્યાન, ઉપજે આનદ હૈ

ઉપસહાર

તીર્થંકર વીસ ચાર, ગુણતણો નહી પાર,
મેરી બુદ્ધિ અનુસાર, કિયા મે વખાણુ હૈ,
સવૈયા પચ્ચીસ ગાયા, ગુણ જગદીશ રાયા,
ભણે ગુણે નિશદિન, કરત કલ્યાણુ હૈ,
સવત અઠારે વાસ, પચાવન માઘ માસ,
સુદ્ધ પચમી ફલી આસ, વાર ભલો ભાનુ હૈ,
ભણે મુનિ ચન્દ્રભાન, સુણો હો વિવેકવાન,
ચોવીસ જિણદ ધ્યાન, મહાસુખખાણ હૈ

---

## ૬ પચ પરમેષ્ઠી નમસ્કાર

(દુહા)

જય કરનારા જિનવરા, દુખ હરનારા દેવ,
પાઠ પઢુ પહેલો પ્રભુ, નમન તહો નિતમેવ. ૧
પ્રથમ નમુ અરિહતને, બીજા સિદ્ધ ભગવત,
ત્રીજા શ્રી આચાર્યને, નમું તજી દઈ તત ૨
ઉપાધ્યાય ઉપકારીયા, જ્ઞાનતણા દાતાર,
નમન કરુ નિર્મળ થવા, ભવજલ તારણહાર ૩

સાધુ સુંદર, લોકમાં, સાધવીઓ શણુગાર,
સઘળાને સ્નેહે હજો, વંદન વારવાર ૪

નમસ્કાર પદ પાચ છે, પાપતણા હરનાર
સર્વેને શુભ કાર્યમા, મંગળના કરનાર ૫

## ૭ નમસ્કાર મંત્રનું સ્તવન

સમરો મંત્ર ભલો નવકાર, એ છે ચૌદ પૂરવનો સાર,
એના મહિમાનો નહીં પાર, એનો અર્થ અનંત અપાર
એ ટેક૦ ૧

દુઃખમા સમરો સુખમા સમરો, સમરો દિવસ ને રાત,
જીવતા સમરો મરતા સમરો, સમરો સહુ સંઘાત
સમરો૦ ૨

યોગી સમરે ભોગી સમરે, સમરે રાજા રંક,
દેવો સમરે દાનવ સમરે, સમરે સહુ નિશંક
સમરો૦ ૩

અડસઠ અક્ષર એહના જાણો, અડસઠ તીરથ સાર,
આઠ સંપદાથી પરમાણો, અડ સિદ્ધિ દાતાર
સમરો૦ ૪

નવ પદ એના નવનિધિ આપે, ભવભવના દુઃખ કાપે,
વીર વચનથી હૃદયે સ્થાપે, પરમાતમ પદ આપે
સમરો૦ ૫

# ૮ પંચ પરમેષ્ટીની આરતી

(બેડને ભાર ઘણો છે રાજ, વાતો કેમ કરો છો—એ રાગ)

કેવલ જ્ઞાન ને દર્શન પામી, ચઉવિહ ધર્મ પ્રકાશ્યો,
બાર ગુણે યુત તીર્થ સ્થાપી, મોક્ષમાગ ચિત્ત વાસ્યો,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, અરિહંતજી જયકારી ૧
આઠ કર્મ ક્ષય કરીને પામ્યા, ગુણ આઠે સુવિશાલ,
લોકાગ્રે પ્રભુ જઇને વસીયા, જોઇ રહ્યા જગ ખ્યાલ,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, સિદ્ધ પ્રભુ જયકારી ૨
છત્રીસ ગુણે સૂરિવર સોહે, ચોસઠ સંપદ ધારી,
ગચ્છનાયક ભવ ત્રીજે પામે, મોક્ષગતિ સુખકારી
વંદુ પ્રેમ ધરીને હો રાજ, આચારજ જયકારી ૩
પચ્ચીશ ગુણથી પૂરણ ભરીયા, સંઘ સકલ સુખદાઇ
ભણે ભણાવે ગચ્છ સુધારે, જ્ઞાનદર્શન ચિત્ત ઠાઇ,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, પાઠકજી જયકારી ૪
પંચ મહાવ્રત સુધા પાળે, દૂષણ સઘળા વારે,
નિજાતમ પર આતમ તારે, ગુણ સત્યાવીશ ધારે,
વંદુ પ્રેમ ધરીને હો રાજ સાધુ સકલ જયકારી ૫
પંચ પરમેષ્ઠી ભગવતી પૂરે, ભાખી શ્રી જિનરાયે,
સવિ મંત્રમાં મંત્ર એ મ્હોટો, જપતા પાપ પલાયે,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, પરમેષ્ઠી સુખકારી ૬
ચિત્ત ચંચલતા મેલી ભાવે ને, જે પરમેષ્ઠી ધ્યાશે,
વીર મુનિ કહે તે સુખ લેશે, શિવપૂરી આવાસે,
વંદુ પ્રેમ ધરીને હો રાજ, પરમેષ્ઠી હિતકારી ૭

—કર્તા કવિવર્ય શ્રી વીરજીસ્વામી

## ૯ પંચ પરમેષ્ઠી સ્તવન

(સુખકારી પ્રભુ શાન્તિજી—એ ગગ)

બાર ગુણે અરિહંતજી, સ્થાપક તીરથ ચાર,
વિચરી દેશ વિદેશ, તાર્યા ભવિ જીવને,
આપી અમૂલ્ય વિચાર ૧

આઠ કર્મ ચુરી સિદ્ધજી પ્રગટાવ્યા ગુણ આઠ,
સાધી આતમઠાઠ, લોકાગ્રે સિદ્ધ થયા
જોઇ રહ્યા જગ ઠાઠ ૨

છત્રીસ ગુણ આચાર્યના, સાધે પંચ આચાર,
કરે નવ કલ્પી વિહાર, શિક્ષો સંઘ વારતા,
મારતા વિષય વિકાર ૩

પચીસ ગુણ ઉવજ્ઝાયના, સૂત્ર રહસ્ય જાણ,
જીતે વાદી ન કોય ભણાવે સંતને,
જોઇ પાત્ર સુજાણ ૪

સત્યાવીસ ગુણ સાધુના, ધારક સમ પરિણામ,
રાખે નહી મૂર્છાભાવ, રહે શુભ ધ્યાનમાં,
જપતો પ્રભુજીનુ નામ ૫

બાર આઠ છત્રીસ ક્રમે પચ્ચીસ ને સત્તાવીશ,
મણિયા ગુણતા શત આઠ, તેની માળા કરી,
ગણવી વિશ્વાવીસ ૬

સંવત બે હજાર એક સાલનો, વસંત પંચમી ઠાણ,
વીર મુનિ છે સુખદાઇ સ્તવ્યા પરમેષ્ઠીને,
કરવા નિજ કલ્યાણ ૭

—કર્તા કવિવર્ય શ્રી વીરજીસ્વામી

## ૧૦ નવપદજીનું સ્તવન

(હું તુજ સાથે નહીં બોલું ઋષભજી તેં મુજને વિસારીજી–એ દેશી)

જય જય જિનવર વંદુ ભાવે, વંદુ સિદ્ધ અનંતાજી,
ગુણવંતા ગણધરને વંદુ, શાસનમાં જયવંતાજી ૧
આયરિયા ઉવજ્ઝાયને વંદુ, મુનિવર જે ગુણવંતાજી,
પાંચે પદને પ્રેમે વંદુ, ગુણ અનંત ધરંતાજી ૨
અનંત પ્રકાશક નાણને વંદુ, વંદુ દર્શન દિનકરજી,
આત્મરમણ ચારિત્રને વંદુ, વંદુ તપ પદ સુખકારજી ૩
પંચ પરમેષ્ઠી પદને ધ્યાતા, જ્ઞાનાદિક ગુણ ધરીએજી,
શામ મુનિ નવપદને સેવી, અવિચલ સુખડાં વરીએજી ૪

—કર્તા તપસ્વી શ્રી શામજીસ્વામી

---

## ૧૧ પંદરીયા યંત્રગર્ભિત નવપદ સ્તુતિ

| | | |
|---|---|---|
| ૬ | ૭ | ૨ |
| ૧ | ૫ | ૯ |
| ૮ | ૩ | [illegible] |

જ્ઞાન[૬] દર્શન[૭] ને સિદ્ધ[૨] ભગવાન, અરિહંત[૧] સાધુ[૫] ને તપનું[૯] કર પાન,
ચારિત્ર[૮] આચારજ[૩] ઉવજ્ઝાય[૪], એ નવપદ જપે પાપ પળાય ૩
ભાવ વિશુધ્ધે છંદ એ ભણશે જન્મોજન્મના પાપ તે હણશે,
સાધુ પદ લહેશે તે પ્રધાન અરિહંત સિદ્ધતણું અધિષ્ઠાન ૪
રત્નત્રયી ને તપ આરાધી, આત્મિક શકિત તે લહેશે સાધી
નિયતિ હરિ સૂરિરાજનો બાળ, નાગચંદ્ર ભણે થઈ ઉજમાળ ૫

—કર્તા પૂજ્ય શ્રી નાગચંદ્રજીસ્વામી
(કચ્છ આઠકોટી મોટી પક્ષ સંપ્રદાય)

---

## ૧૭ પંચ પરમેષ્ઠીની આરતી

(આજ મંગળ)

આણંદ મંગળ કરું આરતી, સંતચરણની સેવા,
શિવસુખકારણ વિઘ્ન નિવારણ, પંચ પરમેષ્ઠી દેવા.
પ્રભુ પંચ પરમેષ્ઠી દેવા૦ આણં૦ ૧

પ્રથમ આરતી અરિહંત દેવા, કર્મ ખપે તતખેવા,
ચોસઠ ઈંદ્રિ કરે તુમ સેવા, વાણી અમૃત મેવા
પ્રભુ૦ આણં૦ ૨

બીજી આરતી સિદ્ધિ નિરંજન, ભંજન ભવ-ભયફેરા,
ચિદાનંદ સુખકંદ અભેદ, મિટે ભવોભવ ફેરા
પ્રભુ૦ આણં૦ ૩

ત્રીજી આરતી શ્રી આચાર્યજી છત્રીશ ગુણ ગંભીરા,
સંઘશીરોમણી મોહે દીનમણી દે હિતબોધ અનેરા
પ્રભુ૦ આણં૦ ૪

ચોથી આરતી ઉપાધ્યાયજી, ભણે ભણાવે એવા,
સૂત્ર અર્થ કરે તતખેવા, સેવા કરે તસ દેવા
પ્રભુ૦ આણુ૬૦ ૫

પાંચમી આરતી સર્વ સાધુજી, ભારંડ પક્ષી જેવા,
મહાવ્રત પાળે દુષણ ટાળે, અવિચળ શિવસુખ લેવા
પ્રભુ૦ આણુ૬૦ ૬

ગાય શીખે ને સુણે આરતી, ભવિજન ભાવે એવા,
તેહ તણા પાતિક દૂર જાવે, નિત્ય નિત્ય મંગળમેવા
પ્રભુ૦ આણુ૬૦ ૭

ભાવે ધરીને ગાવે આરતી, પંચ પરમેષ્ઠિ દેવા,
વિનયચંદ્રજી મુનિ ગુણ ગાવે, લેવા શિવસુખમેવા
પ્રભુ૦ આણુ૬૦ ૮

–કર્તા કવિવર્યશ્રી વિનયચંદ્રજી મહારાજ (બરવાળા સંપ્રદાય)

---

## ૧૩ વીશ વિહરમાન જિન આરતી

જય ઇશ જય ઇશ વિહરમાન જિન વીશ,
વંદું નામી શીશ, લેવા સુખ આશીશ એ ટેક

પહિલા સીમંધર દેવ, બીજા યુગમંધર જાણુ,
ત્રીજા બાહુ વખાણુ, ચોથા સુબાહુ ઉર આણુ જય૦ ૧

પાંચમા સ્વામી સુજાત, છઠ્ઠા સ્વયંપ્રભ દેવા,
ક૨ે ઋષભાનનની સેવા, અક્ષય ધામ લેવા જય૦ ૨

આઠમા અનંતવીર્ય, નવમા સુરપ્રભસ્વામી,
વિશાળપ્રભ ગુણધામી વજ્રધર અંતર્યામી જય૦ ૩

બારમા ચંદ્રાનનદેવ, તેરમા ચંદ્રબાહુ જગ વ્હાલા,
ભુજંગ દેવ વિશાલા, કરે લોક અજવાળા જય૦ ૪
પંદરમા ઈશ્વર દેવ, નેમપ્રભ રવિ જેવા,
વીરસેન વીર છે તેવા, વંદુ દેવાધિદેવા જય૦ ૫
મહાભદ્ર ભદ્ર કરનાર, દેવજશ જશનામી,
મહાવિદેહને પામી, થાશો શિવધામી જય૦ ૬
પ્રભુ તારી બહુ જીવ, મુક્તિસુખ આપે,
વીર મુનિ તુમ જાપે આનંદ આનંદ વ્યાપે જય૦ ૭

—કર્તા કવિવર્ય શ્રી વીરજીસ્વામી

## ૨૪ ચોવીશ તીર્થંકરનું સ્તવન

ઋષભ અજિત સંભવ અભિનંદન, નિરંજન નિરાકારો,
સુમતિ પદ્મ સુપાર્શ્વ ચંદા પ્રભુ, મેટ્યા વિષય વિકારો,
શ્રી જિન મુજને પાર ઉતારો, પ્રભુ હું ચાકર ચરણારો
શ્રી જિન૦ ૧

સુવિધિ શીતળ શ્રેયાંસ વાસુપૂજ્ય મુક્તિતણા દાતારો,
વિમળ અનંત ધર્મનાથ શાંતિ જિન, શાતાકારી સંભારો
શ્રી જિન૦ ૨

કુંથુ અરનાથ મલ્લી મુનિસુવ્રત પામ્યા ભવજળ પારો,
નમી નેમનાથ પાર્શ્વ મહાવીરજી શાસનના શિરદારો
શ્રી જિન૦ ૩

અગીઆરે ગણધર વિશે વિહરમાન, સર્વ સાધુ અણગારો,
અનંતી ચોવીશીને નિત્ય નિત્ય વંદુ, કર ગયા ખેવો પારો

અધમઉદ્ધારણ બિરુદ સુણી પ્રભુ, શરણ લીયો ચરણારો,
અધમઉદ્ધારણ પરમપદાપદ, અજરઅમર અવિકારી
શ્રી જિન૦ ૫

રાગ દ્વેષ કર્મ બીજ જે બળીયા, બાળી કીધા સર્વે છારો,
કેવળજ્ઞાન ને કેવલ દરશન નિજ ગુણ લીના તારો
શ્રી જિન૦ ૬

દાન શીયળ તપ ભાવના ભાવો, દયા ધર્મ તત્વ સારો,
ઋષિ લાલચ દજી એણી પરે વિનવે, પ્રભુ મારો કરો ને
નિસ્તારો શ્રી જિન૦ ૭

## ૧૫ પાંસઠિયા યંત્રયુક્ત ૨૪ તીર્થંકરની સ્તુતિ

પાસઠિયો યંત્ર

| | | | | |
|---|---|---|---|---|
| ૨૨ | ૩ | ૯ | ૧૫ | ૧૬ |
| ૧૪ | ૨૦ | ૨૧ | ૨ | ૮ |
| ૧ | ૭ | ૧૩ | ૧૯ | ૨૫ |
| ૧૮ | ૨૪ | ૫ | ૬ | ૧૨ |
| ૧૦ | ૧૧ | ૧૭ | ૨૩ | ૪ |

(કોઈલો પર્વત ધુંધલો રે લાલ—એ રાગ)

[૨૨]નેમ જિનેશ્વર નિત્ય નમુ રે લાલ,
[૩]સંભવ [૯]સુવિધિનાથ રે ભવિક જન,
[૧૫]ધર્મનાથે ધર્મ સ્થાપિયો રે લાલ,
[૧૬]શાંતિ આપે શિવ સાથ રે, ભવિક જન,

ચોવીશે જિનવર ગાઇશું રે લાલ. એ ટેક૦ ૧
[૧૪]અનંત ને [૨૦]મુનિસુવ્રત ભલા રે લાલ,
[૨૧]નમિ અજિત[૨] જિત્યા રાગ રે ભવિ૦
[૮]ચંદ્રપ્રભ ચંદ્ર ચારિખા રે લાલ,
[૧]આદિનાથ મહાભાગ રે ભ૦ ચોવીશે૦ ૨
[૭]સુપાર્શ્વ [૧૩]વિમલ [૧૯]મલ્લિ વિભુ રે લાલ,
[૨૨]પચ્ચીશ [૯]ધનુષ્ય દેહમાન રે, ભવિ૦
[૧૮]અરનાથ [૨૪]વીર વીતરાગજી રે લાલ,
[૫]સુમતિનાથ ડૌને વાન રે ભ૦ ચોવીશે૦ ૩
[૬]પદ્મ ને [૧૨]વાસુપૂજ્ય બારમા રે લાલ,
[૧૦]શીતલ [૧૧]શ્રેયાંસ[૪] દેવ રે, ભવિ૦
[૧૭]કુંથુ [૨૩]પાર્શ્વ અભિનંદન પ્રભુ રે લાલ,
એ ચોવીશીની કરું સેવ રે ભ૦ ચોવીશે૦ ૪
પાઠક મત્રે જિનજી ગુણ્યા રે લાલ,
વિઘ્નો દૂર પલાય રે, ભવિ૦
વીર મુનિ જિનને સ્તવ્યા રે લાલ,
ચડતી કલા નિત્ય થાય રે ભ૦ ચોવીશે૦ ૫

—કર્તા કવિવર્ય શ્રી વીરજીસ્વામી

---

## ૧૬ શ્રી શાંતિનાથ પ્રભુસ્તુતિ

( સોના કેરા બેડલાં—એ રાગ )

સુખકારી રે પ્રભુ શાંતિજી, સોળમા જિનરાય,
સમર્યાં નવનિધ થાય પ્રભુજીના નામથી,
પાતક દૂર પળાય, સુખકારી રે પ્રભુ શાંતિજી૦

વિશ્વસેન કુળ દિનમણિ, અચિરા પ્રભુજીની માય,
કંચનવરણી છે કાય, ધનુષ્ય ચાળીશની,
દીઠી આવે રે દાય સુખ૦ ૨

હસ્તિણાપુરનો રે રાજીઓ, ષટ્ ખંડ કેરો ઈશ,
જીત રાગ ને રીસ, સંયમ શુદ્ધ આદર્યો,
પાળે વિશ્વાવીશ સુખ૦ ૩

ઘનઘાતી રે કર્મ ક્ષય કરી, પામ્યા કેવળનાણ,
લોકાલોકના જાણ, થયા ત્રિભુવન ધણી,
આગમવચન પ્રમાણ સુખ૦ ૪

દેવ અનેક દીઠા ઘણા, પણ નહિ કોઈ તુમ તોલ'
કાંકરો કિમ પામે મોલ, ચિંતામણિ આગળે,
અંતર ખોળ ને ગોળ સુખ૦ ૫

તુમશું બાંધી રે પ્રીતડી, જિમ બપૈયો રે મેહ,
લાગ્યો અધિકો સ્નેહ, વિસાર્યો ન વિસરે,
પ્રભુ મત દેજો છેહ સુખ૦ ૬

અંતર્યામી વ્હાલા પ્રભુ, આતમના રે આધાર,
શું કહું વારંવાર? પડયો ભવસિંધુમાં,
તારો તારણહાર? સુખ૦ ૭

શરણું લીધું રે સ્વામીનું, તો સરશે મુજ કાજ,
વાધે અધિકી ર લાજ, પ્રભુના પ્રતાપથી,
લહીએ અવિચળરાજ સુખ૦ ૮

સંવત ઓગણીસે એકવીશનો, ચૈત્ર માસ ઉદાર,
વદિ બારસ શનિવારે, ગાયા ગુણ પ્રભુતણા,
શ્રી ભુજનગર મઝાર સુખ૦ ૯

